ભગવાનનો પરમ ભકત.

# નરસીંહ મેહેતો

## નોવેલ

આ આવૃત્તિમાં કાંઈ ફેરફાર કર્યો નથી.

રચી પ્રસિદ્ધ કર્તા

દલાલ જેઠાલાલ વાડીલાલ.

સારંગપુર તળીઆની પોળ—અમદાવાદ.

દોહરો.

પરમ ભક્ત પ્રભુજી તણા, નાગર નરસિંહરામ;
વાંચી ભક્તિ આદરો, કરો દેહનું કામ.

શ્રી "પ્રજાહિતાર્થ મુદ્રાલય" માં
પટેલ દલપતરામ મકનદાસે છાપ્યું.
શાહપુર—નવીપોળ—અમદાવાદ.

પ્રત ૨૦૦૦ પાંચમી આવૃત્તિ. સને ૧૯૧૧

મુલ્ય એક રૂપિયો.

!! ॐ !!

તત્ સત્ પરમાત્માને નમઃ

ભક્તિરસથી ભરપુર

# નરસીંહ મેહેતો

## નૉવેલ.


રચી પ્રસિદ્ધ કર્તા

**દલાલ જેઠાલાલ વાડીલાલ.**

સારંગપુર તળીઆની પોળ—અમદાવાદ.


**દોહરો.**

પરમ ભક્ત પ્રભુજી તણા, નાગર નરસિંહરામ;
વાંચી ભક્તિ આદરો, કરો દેહનું કામ.


શ્રી "પ્રજાહિતાર્થ મુદ્રાલય"માં
પટેલ. દલપતરામ મકનદાસે છાપ્યું.
શાહપુર—નવીપોળ—અમદાવાદ.

પ્રત ૨૦૦૦ પાંચમી આવૃત્તિ. સને ૧૯૧૧

મુલ્ય એક રૂપિયો.



દલાલ જેઠાલાલ વાડીલાલ.

# અર્પણ પત્રિકા.

ધર્મ, અર્થ, કામ અને મોક્ષના અધીપતી,

**શેઠ શામળશાની પવિત્ર શેવામાં.**

કૃપા, ક્ષમા અને દયાની મુર્તી, આપની સુપ્રેરણાથી
ભક્તિ માર્ગ દર્શાવી જગતનું કલ્યાણ કરનાર
આપના પરમભક્ત નરસીંહ મેહેતાનું નૉવેલ
યા જીવન ચરિત્ર તમારા શેવકે લખ્યું,
તે શ્રમ તમારી કૃપાવડે સફળ થયો
તેથી આ તમારા ભક્તનુંજ
જીવનચરીત્ર યા નૉવેલનું લઘુ
પુસ્તક આપનેજ સમર્પણ
કરી અત્યાનંદ પામું
છું, તો મુજ રંકની
આ અલ્પ ભેટ
સ્વીકારી કૃતાર્થ
કરશોજી.

---

લી. દાસાનુંદાસ

**જેઠાલાલ વાડીલાલ.**

# પ્રસ્તાવના.

**નરસીંહમેહેતો નૉવેલ** સંસારના દુઃખ રૂપ દરિયામ ડુબાવનાર કામ, ક્રોધ, મદ, મોહ, લોભને વશ થઇ આશા સમુદ્રમાં ડુબનાર મનુષ્યોને કેવળ નાવ રૂપ છે.

સરળ અને સેહેલી ભાષામાં સર્વેને એક સરખો બોધ મળી શકે છે. આ જમાનામાં નાટકો વિગેરે બીજા તમાશા જોઇ મનુષ્યો અત્યંત ખુશી થાય છે, પરંતુ તેમાંથીજો જ્ઞાન, ભક્તિનો સાર ગ્રહણ કરી પાપ વાંમ્છના જેવી કે, ચોરી, ચાડી, જારી વીગેરે તજે, તો તેમનું અવસ્ય કલ્યાણ થાય તેમાં સંશય નહીં.

અજ્ઞાનીને એકદમ જ્ઞાનની વાતો અંતરમાં ઉતરતી નથી; તેથી તેમને જ્ઞાનીક દંત કથાઓનાં દ્રષ્ટાંતો આપવાથી તેમના મન ઉપર ધીમે ધીમે અસર થાય છે.

ભગવાને ભક્તિને વશ થઇ **નરસીંહમેહેતાનાં** એવાં કામ કર્યા છે, કે નાસ્તીક અને અજ્ઞાન મનુષ્યોને પણ તેમની ભક્તિ ઉપર આસ્તા ચોટી જ્ઞાન પ્રાપ્ત થયા શીવાય નહીજ રહે. આવા મહાન પુરૂષનું ચરિત્ર લખવા ઇશ્વરે મને સદબુદ્ધિ આપી મારો શ્રમ સફળ કર્યો, તેથી હું ઇશ્વરનો આભાર માનુંછું અને તેમને અને તેવા મહાન પુરૂષોને તનમનથી પ્રણામ કરૂછું. અને આ ગ્રંથ લખવામાં સાંગોપાંગ પાર પડયો તેથી અવતાર સફળ માનુંછું.

આ લઘુ ગ્રંથ વાંચવાથી સર્વેના મન ઉપર પ્રભું ભક્તિની છાપ બેશી જાય અને તેમનું કલ્યાણ થાય એવી ઇશ્વર પ્રત્યે પ્રાર્થના ચાહુછું.

મારા લખાણમાં લખાણની તથા પ્રુફ સુધારવાની સઘળી ખામીને માટે ક્ષમા માગુછું. લી. શેવક

**દલાલ જેઠાલાલ વાડીલાલ**



જુનાગઢનો નાગર ગ્રહસ્થ

ઇશ્વરનો પરમ ભક્ત.

# નરસીંહ મેહેતો

## નૉવેલ.

---

## મંગલાચરણ.

**श्लोकार्धेन प्रवक्ष्यामी, यदुक्तं ग्रंथ कोटीभीः**

**ब्रह्म सत्यंम जगत मीथ्था, जीवो ब्रह्मैव ना परः**

**અર્થ**—જે કરોડો ગ્રંથમાં કહ્યું છે તે અર્ધા શ્લોકવડે કહુંછું, કે બ્રહ્મ તેજ સાચી વસ્તુ છે, અને જગત (એટલે) પ્રકૃતિ એટલે માયાનું કાર્ય તે મીથ્થા છે.

### ઇશ્વર સ્તુતિ.

પ્રેમે પ્રભુજી નમુ કર્તા હર્તા પ્રાણી સર્વેના–પ્રેમે
તારણ તરણ સુખનો કરણ, સુંદીર વરણ શામ–પ્રેમે.
પાર તમારો કોઇ ના પામ્યો, શરણે આવ્યો દુઃખ વિરામ્યો;
પ્રેમે નામ્યો શીવસુખ પામ્યો, ભવ ભય વામ્યો જામ્યો–પ્રેમે.
નરસઇયો તુમ ભક્ત મોરારી સત્ય તાર તુમથી કીરતારી;
ગુણ હું ગાઉ પાવન થાઉં, સાહ્ય કરો પ્રભુ વિનતી મારી–પ્રેમે.

---

# પ્રકરણ ૧ લું.



રસિંહ મેહેતાનો જન્મ જુનાગઢમાં ઉત્તમ નાગરની ન્યાતમાં થયો હતો. તેમના પિતાશ્રીનું નામ કૃષ્ણદામોદરદાસ હતું. અને માતાનું નામ લક્ષ્મીગવરી હતું. કૃષ્ણદામોદરદાસને બે પુત્રો હતા. તેમાં મોહોટાનું નામ વણસીધર અને નહાનાનું નામ નરસીંહરામ હતું. નરસિંહરામનો જન્મ થયા બાદ તેને નહાનો મુકી કૃષ્ણદામોદરદાસ તથા લક્ષ્મીગવરી દેવલોક પામ્યા તે વખતે વણસીધરની ઉમ્મર બાવીસ વરસની હતી, અને નરસિંહરામની ઉંમ્મર પાંચવરસની હતી; આટલી નહાની વયનો મુકી માબાપ દેવલોક પામ્યાં હતાં. પણ બાપની મા હયાત હતાં, તેમણે નરસિંહરામને ઉછેરી મોહોટો કર્યો. નરસિંહરામ આઠ વરસની ઉંમ્મરનો થયો ત્યાંસુધી બોલતાં શીખ્યો નહોતો, તેથી ગામનાં સર્વે બોબડો કહી બોલાવતું હતું. ડોશીને નરસિંહરામ બોલતાં શીખ્યો નહોતો તેની ચીંતા ઘણી હતી. એવામાં કોઇ સંત મહાત્માની જુનાગઢમાં પધરામણી થઇ છે, એવી ખબર ડોશીને પડતાં તે નરસિંહને લઇ તે મહાત્મા પુરૂષ પાસે ગયાં અને મહાત્માને વિનવણી કરી કે, હે મહાત્મા પુરૂષ! આ બાળકની આઠ વરસની ઉમ્મર થઇ છતાં એક અક્ષર પણ બોલતાં આવડતો નથી, અને આ બાળક મા બાપ વગરનો છે, તેથી કૃપા કરીને તે બોલતાં શીખે એવો ઉપાય બતાવા કૃપા કરો, મહાત્મા પુરૂષે ડોશીની વીનવણી સાંભળીને પુછ્યું, માજી તમો આ છોકરાનાં શું સગાં થાઓછો ? ડોશીએ કહ્યું, આ મારા દીકરાનો દીકરો છે, હું

એની દાદીમા હતું. મહાત્માએ નરસિંહરામના સામુ જોયું, ને તેનું ભવ્ય કપાળ જોઇને ડોશીને કહ્યું, માતા ! આ તમારો નરસિંહ ઇશ્વરનો પરમભક્ત થશે, અને મ્હોટી નામના કહાડશે. (નરસિંહરામને) બચ્ચા "રાધાકૃષ્ણ" કહો ! તેજ વખત નરસિંહરામની વાચા ઉઘડી, અને બોલવા શીખ્યો, નવમે વર્ષે તેનું લગ્ન માણેકબાઇ કે જે ઉતમ નાગર ગ્રહસ્થની દીકરી હતી, તેની સાથે કુળવાન હોવાથી ન્હાનપણમાં થયું હતું.

તેમના મ્હોટા ભાઈ વણસીધર રાજદ્વારે નોકર હતા. ઘરના સુખી ગ્રહસ્થ હોવાથી ઘેર ગાય તથા ચઢવા સારૂ ઘોડુ રાખતા હતા. ગાય તથા ઘોડાની ચાકરી નરસિંહરામને હાથે થતી હતી. વગડામાંથી ચારના ભારા લાવવા, છાણ વાશીદુ કરવું, વિગેરે ઘરનાં પરચુરણ કામો નરસિંહરામ કરતો હતો. વણસીધરની સ્ત્રી નરસિંહરામની ભાભી ઘણા કઠોર હ્રદયની હતી. નરસિંહરામ ઘરનું કામ તન દઇ ઉઠાવતો હતો છતાં તેને ઘણાં કઠોર વચનો કહી સંતાપતી હતી નરસિંહરામને બીજો કોઇ આશ્રય નહી હોવાથી ભાભીનાં કઠોર વચનો મુંગે મોઢે સહન કરતો હતો; તેમની સ્ત્રી માણેકબાઇનાં પણ માબાપ દેવલોક પામ્યાં હતાં, તેથી તેને પીયરનો આશ્રય નહી હોવાથી તે સાસરામાં રહેતી હતી, અને જેઠાણીનો બોલ પડયા પહેલો ઉપાડી લેતી હતી. ઘરનું તમામ વૈતરૂ ઉઠાવા છતાં તેને પણ તે કઠોર હ્રદયની જેઠાણી મેહેણાં ટુણાં દેવામાં કસર રાખતી નહોતી, છતાં તે પણ મુંગે મોંઢે સહન કરતી હતી,

નરસિંહરામની અઢાર વર્ષની ઉમ્મર થઇ તે વખતે માણેકબાઇએ પુત્રી રત્નને જન્મ આપ્યો, તેનું નામ કુંવરબાઇ પાડયું. બીજાં ત્રણ વર્ષ પછી માણેકબાઇએ પુત્રને

જન્મ આપ્યો. તેનું નામ શામળશા પાડયું, નરસિંહ મહેતાનો વસ્તાર થવાથી તેની ભાભી વધારે કર્કશા થઇ, અને બન્ને સ્ત્રી ભર્થારને પેટ પાણી પડવા દેતી નહી. કુંવરબાઇ સાત વર્ષની થઇ ત્યારે વણસીધર મહેતાએ તેનાં લગ્ન શ્રીરંગધર મહેતાને ત્યાં તેમના કુંવર વસંતરાય સાથે કરી દીધાં એટલે પરણાવી.

પુત્રીનાં લગ્ન થવાથી તેના લગ્નની ચીંતા માણેકબાઇને ઓછી થઇ. નરસિંહરામ ચારનો ભારો લઇ ઘેર આવ્યા, અને ભાભી પાસે નહાવા સારૂ પાણી માગ્યું. ભાભીએ બળબળતે બળબળતે ટહાડુ પાણી નહાવા માટે આપ્યું. નરસિંહરામ નાહી ઉઠયા, એટલે ભાભીએ ટહાડી કઢી અને રોટલો ખાવા માટે પીરસ્યાં. નરસિંહરામને કઢીમાં મીઠું ઓછું લાગવાથી સહેજ સ્વભાવે ભાભીને કહ્યું, ભાભી આજ કઢીમાં મીઠું ઓછું છે. નરસિંહરામની વાણી સાંભળી ભાભી મુળે તો સ્વભાવની કર્કશા હતી, તેને આવો બોલવાનો લાગ મળ્યો, તે કેમ બાકી મુકે, એકદમ આગની માફક ભભુકી ઉઠી, અને કહ્યું. હું કાંઇ તમારી બાયડી નથી કે નાહક વગોવો છો; મફતનું ખાવું, ને વળી ખારૂં મોળું કહી વગોવવું; એ તો તમારી બાયડી સાંખે સમજ્યા ? મારા કયાં ભોગ લાગ્યા કે હું આ ઘરમાં પરણીને આવી. તમારા ભાઇને આવવા દ્યો, મારે તમારી જોડે રહેવું નથી, ને આવું વગોણું સાંખવું પણ નથી; કાંતો ઘરમાં તમે નહી કે કાંતો ઘરમાં હું નહી, આવું કહીને બહાર જઇને બેઠી, નરસિંહરામને બીચારાને ઘણું લાગી આવ્યું, પણ શું કરે, પોતાની પાસે કાંઇ કમાઈ ખાવાનું સાધન નહી, તેથી ઓશીઆળા રહેવાનું હતું, તેથી મનમાં ઘણો ખેદ થયો, અને તેથી તેને રડવું આવ્યું. નરસિંહરામનો રડવાનો ભાવાર્થ તેની કર્કશા ભાભીએ તેના ભાઇને જુદાજ

રૂપમાં ઠસાવવા માટે તે દરબારમાંથી આવ્યા ત્યારે કહ્યું. સ્વામીનાથ? તમારા ભાઇને **"મીયાંની ભેંશને ડાળુ કેહેવાતુ નથી."** શીખામણની વાત કહીએ છીએ તો તેનાથી સહેવાતી નથી, કામે કાજે મોકલીએ છીએ, તો સાધુ વેરાગીના ટોળામાં જાય છે, તે સત્તર પહોરે પણ ઘેર આવતો નથી, ને વાત પુછુંછું ત્યારે તે છણકા છાકોટા કરે છે, ને ઉલટો રડીને ઓશીઆળી કરે છે, માટે તે દુઃખ મારાથી સહેવાતું નથી. કાંતો ઘરમાં એ નહી, કાંતો ઘરમાં હું નહી. મને મહારે જુદી રાખો. ને પછી તમો સર્વે સુખેથી મહાલો. મહારાથી આ દુઃખ સહેવાતું નથી,

આવી વાત સાભળી તેણે નરસિંહરામને બોલાવ્યો અને કહ્યું, કેમ લ્યા ગમાર? તારી બુદ્ધી કેમ ફરી છે. સાધુ વેરાગીના ટોળામાં શા માટે જાય છે? તારી ભાભી શીખામણ દે છે, તેને છણકા છાકોટા શા માટે કરે છે? મફતનું ખાવાનું મળે છે તેથી તારી બુદ્ધી ભ્રષ્ટ થઇ છે કેમ? ચાલ્યો જા. તારૂં કાળું કર. વેરાગી થઇ માગીખા, ઘરમાં રહ્યો તો તારી વાત તેં જાણી?

મેહેતાને તો આ વચન સાંભળી આભ ત્રુટી પડે તેમ થયું, અને રાત્રીએ નીંદ્રા પણ આવી નહી, ને આખી રાત્રી વીમાસણમાં કહાડી. સવારમાં વણસીધરનો ક્રોધ સમ્યો ત્યારે મન સાથે વીચાર કર્યો કે ગમે તેવો પણ મારા આગળ નહાનો છે, અજ્ઞાન છે, અને ગમે તેવો પણ મારો ભાઈ છે. એ તો એમને એમ ચાલ્યું જાય છે. એવો મન સાથે વીચાર કરી દરબારમાં ગયા.

ભાઇએ કાંઈ કહ્યું નહી તેથી નરસીંહ મેહેતાની ચીંતા ઓછી થઇ, પણ ભાભીએ તરતજ તેને વજ્ર બાણ જેવાં કઠોર વચનો કહ્યાં કે, રાત્રે ખુલ્લું કહેવા છતાં

નકરો થઇ શા મારે પડી રહ્યો છું વીગેરે બીજાં ઘણાં કઠોર વચનો કહ્યાં. ભાભીનાં કઠોર વચનો સહન નહી થવાથી એકદમ મેહેતાજી રીસાઇને ચાલ્યા. ચાલ્યા તો ખરા પણ પાછું વાળી જોતા જાય છે કે હમણાં મનાવાને આવશે, એમ ધારી પોળે જઈ બેઠા, અને વિચાર કર્યો, હમણાં મનાવા આવશે; પણ તે સઘળું ફોગટ. તેમનું નશીબ ખુલવાનું, ભગવત ભેટો થવાનો, તે જોગ કેમ મીથ્યા જાય! તે તો મનાવા આવવાની વાટ જોતા પોળે બેશી રહ્યા.

વણુસીધર દરબારમાંથી ઘેર આવ્યો, ને નરસીંહને નહી જોતાં પોતાની સ્ત્રીને પુછ્યું નરસિંહને શું કામે મોકલ્યો છે? તેની સ્ત્રીએ કહ્યું મને કેટલીક ગાળો દઇ રીસાઇને ક્યાંક ગયો છે તે હમણાં ટળશે; કોણ બાપ સંઘરનાર છે. એવાં ખોટાં વચનો કહી વણુસીધરને ખોટો ક્રોધ ઉપજાવ્યો, “ કર્કશા નારી મળે તેને સગાં સહોદરથી સંપ કર્કશા રખાવેજ નહિ ” છપ્પો.

હોય કર્કશા નાર, સંપ કોથી નવ રાખે;
હોય કર્કશા નાર, સદા જુઠું મુખ ભાખે;
હોય કર્કશા નાર, પતીને સુખ નવ આપે;
કરી ખોટો કંકાસ સદા પોતાનું થાપે;
કાચા કાન હોય પતી તણા, તો તે ઉંધુ ભેરવે,
જેઠો કહે સુસંપને પળમાં કુસંપે ફેરવે.

તે પ્રમાણે ઉંધુ ભરાવ્યું તેથી કોઇ મનાવા ગયું નહિ, ને નરસિંહરામે ઘણી વાટ જોઇ, છેવટ નીરાશ થયો, અને વીચાર્યું કે મનાવા આવ્યા શીવાય ઘેર તો જવુંજ નહિ. નશીબમાં જેમ લખ્યું હશે તેમ થશે; એવો નશીબ ઉપર વિશ્વાસ રાખી આગળ ચાલવા માંડયું. વીચારમાં

ને વીચારમાં દશેક ગાઉ દુર ભયંકર વગડામાં નીકળી ગ-
યો, ત્યાં સાંજ પડી એટલે મહેતાએ ચારે બાજુ નજર
કરી તો વગડા શીવાય કાંઇ જોવામાં આવ્યું નહિ,
તેથી રાત્રીએ ત્યાં રહેવા નીર્ભય સ્થાન શોધવા માંડયું.
શોધતાં શોધતાં એક પડી ગયેલું શીવાલય તેની
દષ્ટીએ પડયું ત્યાં ગયા, ને ત્યાં તપાસ કરતાં એક અ-
પુજ્ય શીવનુ બાણુ દ્રષ્ટીએ પડયું, ને પાસે જળાશય પણ
જોયું તે જોઈ નરસીંહરામ ખુશી થયા, અને તે અપુજ્ય
બાણુનું મહેતાએ પુજન કર્યું; પુજન કરી એકાગ્રહ ચી-
ત્તથી શંકરનું તપ આદર્યું, અને તપમાં એટલા બધા નિમગ્ન
થયા કે સાત સાત દીવશના પોતાને અપવાસ થયા, છતાં
તેનું મન ડગ્યું નહિ, ને ધ્યાનભંગ થયું નહિ; આવું અ-
ડગ અને ઉગ્ર તપ જોઇ શંકર પ્રસન્ન થયા, અને નર-
સિંહરામના સામા આવીને ઉભા રહ્યા અને કહ્યું, નરસીંહ
બચ્ચા માગ્ય? હું તાહારા તપથી પ્રસન્ન થયો છું.
છતાં પણ નરસિંહ ધ્યાન ભંગ થયો નહી, તેથી શંકર
વધારે પ્રસન્ન થયા, અને નરસિહરામનો હાથ ઝાલી તેને
કહ્યું, નરસિહ બચ્ચા માગ્ય? માગ્ય હું તાહારા ઉપર પ્રસ-
ન્ન થયો છું. નરસિહે જોગી સ્વરૂપ જોઈ પુછયું, માહાત્મા
તમો કોણ છો? શંકરે કહ્યું બચ્ચા નરસિહ હું શંકર
પોતે તાહારા તપથી તારા ઉંપર ત્રુશમાન થયો છું, માટે
જે ઇચ્છા હોય તે માગી લે; નરસિહરામે વીચાર કર્યો કે
પોતાની પ્રીય વસ્તુ કોઇને આપતા નહી હોય, માટે તેવી
વસ્તુની માગણી કરૂં એવો મન સાથે વીચાર કરી શંકરને
કહ્યું, હે! ત્રીલોકપતિ, હે! ભોળાનાથ, તમને જે વસ્તુ અ-
તિ પ્રિય હોય તે મને આપો, નરસિંહરામની વાણી સાં-
ભળી શંકર વધારે પ્રસન્ન થયા, ને કહ્યું બચ્યા ચાલ્ય મા-
હારી સાથે મને જે વસ્તુ અતિ પ્રિય છે તે તને આપું.

નરસિંહરામે કહ્યું, મહારાજ તમને અતિ પ્રિય વસ્તુ શી છે તે કૃપા કરી પ્રથમ જણાવો. શંકરે કહ્યું મને વહાલામાં વહાલી વસ્તુ હરી છે તે તને આપું. ચાલ્ય તૈયાર થા! નરસિંહરામે કહ્યું, માહારાજ ખાલી મશ્કરી શું કરો છો? હું તમારે શરણે આવ્યો છું, તો મારૂ સંકટ કાપો; નાહક શા માટે સતાવો છો. શંકરે કહ્યું નરસિંહરામ બચ્ચા હું તને સતાવતો નથી, તારી માગેલી વસ્તુ તને આપવાનુ કહુંછું. તારી માગણીથી હું ઘણોજ પ્રસન્ન થયો છુ. મને વ્હાલામાં વ્હાલા ભગવાન છે તે તને આપું ચાલ્ય તૈયાર થા! નરસિંહમહેતા ખુશી થઇ શંકર સાથે વૈમાનમાં બેસી વૈકુંઠપુરીમાં ગયા. ભગવાને શંકરને જોઈ તેમની સ્તુતી કરી, અને આવાગમનનું કારણ પુછ્યું. શંકરે નરસિંહરામને બતાવીને કહ્યું હે **પરિબ્રહ્મ પુરૂષોત્તમ**, આ ભક્તનું નામ નરસિંહ મહેતો છે, તેણે મારૂં અનન્ગવૃત્તિથી ઉગ્ર તપ કર્યું, તેથી તેના ઉપર હું પ્રસન્ન થયો, અને ઇચ્છિતવર માગવાનું કહેતાં તેણે મારી પ્રિયમાં પ્રિય વસ્તુની માગણી કરી. મને પ્રિયમાં પ્રિય તમે તેથી તેને હું તમારી પાસે તેડી લાવ્યો, ભગવાને કહ્યું તમારૂં વચન મિથ્યા કેમ જાય. હું આજથી તેનો થયો છું. શંકરે કહ્યું માહારાજ તેના દાસ! તેનો દાસ તો શું પણ તેના દાસનો પણ દાસ છું, અને તેની સકળ આશા પુરણ કરવી તે મારૂં કામ છે, હવે તમારે સીધાવવું હોય તો સુખેથી સીધાવો, અને બીજું કાંઇ કામકાજ હોય તો સુખેથી ફરમાવો. શંકરે કહ્યું કે હે **વિષ્ણુ! પરિબ્રહ્મ!** તમો સર્વેની ઇચ્છા પરિપુર્ણ કરો છો. તમોને મારા તન મનથી પ્રણામ છે. ભગવાને કહ્યું, હે **ત્રિલોકપતિ!** જેમ હાથી અંકુશથી વશ થાય છે, લોભી લાલચથી વશ થાય છે, તેમ હું ભક્તિથી વશ થા-

હું છું. શંકરે કહ્યું મારારાજ તમોને વંદન કરૂં છું, કહી વંદન કરી શંકર કૈલાશપુરી તરફ ગયા; પછી ભગવાને નરસિંહરામને કહ્યું નરસિંહ મેહેતા ? નરસિહરામ કહે હે! કૃપાનાથ મને ખાલી મોહોટાઇ શા માટે આપો છો. જો મને તમે પ્રિય ગણતા હો તો **મારા નાથ માહારા ધણી** મને નરસઇઓ કહી બોલાવો. હે **કૃપાનાથ** જો તમે મને નરસઇઓ કહી બોલાવો તો મારો આત્મા પ્રસન્ન થાય. ભગવાન નરસઇરામનાં આ વચનો સાંભળી પ્રસન્ન થયા અને કહ્યુ નરસઈ! તારી વાણીથી તથા દ્રઢ ભક્તિથી હું તારા ઉપર ઘણોજ પ્રસન્ન થયો છું, ચાલ્ય હું તને રાસલીલા બતાવું. ભગવાને તેના હાથમાં મશાલ આપી વચ્ચોવચ ઉંચા આસન ઉપર બેસાડયો, અને પોતાની સોળશહસ્ત્ર એકસોને આઠ રાણીઓને બોલાવી, પોતે તેટલાંજ રૂપ ધારણ કરી, છ મહીનાની રાત્રી રાસલીલામાં નીર્માણ કરી રાસ કર્યો.

રાસલીલા જોવામાં નરસિંહરામ એવો તો નિમગ્ન થયો કે પોતાનો હાથ બળ્યો તેનું પણ તેને ભાન રહ્યું નહી, આવો અચળ, અને પ્રેમી ભક્ત જોઇ, ભગવાને અતિ પ્રસન્ન થઇ નરસિંહરામને માંથે હાથ મુકયો. નરસિંહરામ ભગવાનના ચરણકમળમાં પડયો, અને કહ્યું, ધન્ય છે કૃપાનાથ તમારી લીલાને; ખરો ધન્યવાદ તો મારી ભાભીને કે જેના વચનો સાંભળી રીસાઇને ઘેરથી નીકળ્યો; જેથી મને તમારાં સાક્ષાત દર્શન કે જે દેવને દૂર્લભ તેનો લાભ થયો, અને મારો જન્મ સફળ થયો. ભગવાને કહ્યું નરસઇ તારી ઇચ્છીત વસ્તુ માગી લે, એવી કોઇ પણ ચીજ નથી કે જે તને હું ના આપું; તારી ઇચ્છા હોય તો સ્વર્ગનું રાજ માગી લે, તે પણ આપવા તૈયાર છું. નરસીંહરામે કહ્યું માહારાજ મારે તો તમારી ભક્તિ શિવાય

અન્ય ઇચ્છા નથી. આઠે પહોર તમારા ગુણ ગાઉં, અને તમારૂં નામ નિરંતર રટયા કરૂં એ ઇચ્છા છે; સ્વપ્નવત્ સુખને શું કરૂં, રિદ્ધિ સિદ્ધિ સર્વે સ્વપ્ના તુલ્ય અને ચળીત છે, એવાં ચળીત સુખને શું કરૂં, માટે માહારાજ! અચળ ભક્તિ અને અચળ વૃત્તિ માગું છું. તે કૃપા કરી આપો તો હું સમજીશ કે મને ન્યાહાલ કર્યો. ભગવાન પ્રસન્ન થયા, અને ઇચ્છીત વસ્તુ માટે વર આપી તેના મનનું સમાધાન કર્યું. મન સાથે ભગવાને વિચાર કર્યો ધન્ય છે તારી સાધુતાને! કે સ્વર્ગનો વૈભવ પણ મારી ભક્તિ આગળ તુચ્છ ગણ્યો; અને મને અતિ પ્રસન્ન કર્યો; એવો મનથી ધન્યવાદ આપ્યો.

થોડા દીવસ વીત્યા પછી ભગવાને નરસિંહરામને કહ્યું નરસઈ તું જુનાગઢ જા. નરસિંહરામ કહે, કૃપાનાથ હું તમારા ચરણનો દાસ તેને દુર કરવા ધારો છો? ખશેડી મુકવા ધારો છો? ભગવાને કહ્યું નરસિંહરામ એક પળ પણ મારા હૃદયથી ખશેડનાર નથી, તે ખાત્રી રાખ્ય; નરસિંહરામે કહ્યું, તો મને જુનાગઢ જવાનું કેમ કહો છો? હું તો તમારા ચરણની શેવા મુકી કયાંઇ જનાર નથી. હમેશાં તમારી પાસે રહી ચરણની સેવા ઉઠાવીશ, ને તમારી ભક્તિમાં નિમગ્ન રહી આણંદમાં જન્મ ગુજારીશ; મને તમે જુનાગઢ જવાનું ના કહો, જુનાગઢ જવાનું સાંભળી મારા મનને ખેદ થાય છે, માટે મને સદાને માટે તમારા ચરણની શેવાનું સુખ આપી કૃતાર્થ કરો.

ભગવાને પ્રસન્ન થઈ તેને પોતાની મુર્ત્તી આપી ને કહ્યું, નરસિંહરામ લે! આ મારી મુર્ત્તી, તે હું પોતેજ છું તેમ સમજજે, ને તેની શેવા કરજે; બીજું આ તાળ તને આપું છું, તે લે; અને એ તાલ વગાડી મને યાદ કરીશ તે

વખત હું હાજર થઈશ. નરસિંહરામે કહ્યું તમો સાક્ષાતને મુકી તમારી મુર્ત્તીનું શું કામ છે, ને તાળનું પણ મારે શું કામ છે. ભગવાને કહ્યું હે ભક્ત ! જે લીલા તેં અહિં જોઇ તે લીલા જગતમાં ગાજે, અને અનેક જીવોનો ઉદ્ધાર કરજે. મને યાદ કરીને તે તાળ બજાવીશ, તે વખતે હું હાજર થઇશ; લે મારૂં વચન છે, ને તારી સઘળી ઇચ્છા પુરણ કરીશ.

નરસંહરામનું મન તો નહિ છતાં નીરૂપાયે ભગવાનના અતિ આગ્રહથી હા પાડવી પડી. ભગવાને પોતાની મુર્ત્તી તથા તાળ બંને આપી, મોરના પીંછનો મુગટ પેહેરાવ્યો. કેશરી પીતાંબર પેહેરાવ્યું, અને વૈમાંનમાં બેસાડી જુનાગઢ મુકી આવવા અક્રૂરને આગ્ના આપી વીદાય કર્યો. જુનાગઢની ભાગોળે ઉતારી અક્રૂર વૈમાન લઇ પાછા વળ્યા, ને નરસિંહ મેહેતા પોતાને ઘેર ગયા.

ઘેર જઇ પોતાની ભાભીને પ્રણામ કર્યા, અને દાદીને દંડવત કરી ચરણમાં પડયા, નરસિંહરામે પીતાંબર પેહેર્યું છે, મોર પીછનો મુગટ માંથે પેહેર્યો છે, તુળશીની માળાના થોક ગળામાં દીપી રહ્યા છે, અને ટીલાં ટપકાં કર્યાં છે, આવી ભગવાનની પ્રસાદી ધારણ કરેલો વિચીત્ર વૈરાગીનો વેશ જોઇ ડોશી ગુસ્સે થયાં અને કહ્યું.

**ડોશી**—ઓ રોયા આ શું ચાલ્યું છે? ને શો વેશ પેહેર્યો છે ?

**નરસીહ**—જેવો વેશ ભગવાને પેહેરાવ્યો તેવો.

**ડોશી**—કાઢી નાંખ્ય ? કાઢી નાંખ્ય ? આ મોરનાં પીછાં શાં, ને આ ઢોંગ શો, ને હાથમાં દાભડો શાનો !

**નરસીહ**—માતાજી જુઓ આ સાક્ષાત ભગવાનની મુર્ત્તિ હું વૈકુંઠમાં જઇ આવ્યો, અને ભગવાનનાં સાક્ષાત દર્શન કરી આવ્યો, અને તેમણે મને પોતાની મુર્ત્તિ

આપી છે, ને આ સ્વાંગ પણ તેમણેજ સજાવ્યો છે.

**ડોશી**—છાનો રહે ! છાનો રહે ! નાગરી નાત્ય ગાંડો ગ-
ણી કાઢશે ગાંડા ! એ છોકરાંનો બાપ થયો, હવે
તો કાંક ડાહ્યો થા !

**નરસીહ**—ગાંડો ગણે તો ભલે ગણે, મારે નાગરની નાત્ય-
માં ડાહ્યા થવું નથી, ને ઇશ્વરની પ્રસાદી આ આ
મોર પીંછનો મુગટ તે કાઢી નાંખવો પણ નથી.

( વણુસીધર આવે છે )

**વણુસીધર**—નરસઇયા ! આ શો વેશ કાઢયો છે ?

**નરસીહ**—મોહોટાભાઇ હું વૈકુંઠમાં જઇ આવ્યો, ને
ભગવાનના સાક્ષાત દર્શન કરી આવ્યોં; લ્યો કરો
આ ભગવાનની મુર્ત્તીનાં દર્શન ? મુર્તી સમજશો
નહીં, સાક્ષાત રૂપ છે.

**ભાભી**—ભગવાનનાં દર્શન કરી આવ્યો તારૂં કપાળ ભગ-
વાન નવરા નથી બેઠા કે તને મુર્ખને દર્શન આપે.

**નરસીહ**—તેમ તો તેમ, પણ આ સાક્ષાત મુર્ત્તીનાં દર્શન
કરી પાવન થાઓ.

**ભાભી**—તું એકલોજ પાવન થા, અમારે પાવન થવું નથી.
કયાંકથી પત્થરનું પુતળું ઉંપાડી લાવ્યો લાગે છે.

**વણુસીધર**—હવે આ ગાંડાં કહાડવાં મુકવાં છે કે કેમ ?
હવે ડાહ્યા થવું છે કે નહીં ?

**નરસીહ**—( આ ઉંધા સંસ્કારના માણુસોને ઇશ્વરની વા-
તનો ઇતબાર હોયજ નહી ) મોહોટા ભાઇ આ
વાતને તમે ગાંડી ગણોછો, તો તે વાત મારે મુકવીએ
નથી, ને ડાહ્યાએ થવું નથી.

**ભાભી**—આવાં ગાંડાં હમારા ઘરમાં નહિ ચાલે; નાત જા-
તમાં મહોં બતાવવું છે, તારી માફક ફટંગ દેવા-

બીઆ થવું નથી સમજ્યો ! માટે નાત જાતની રીતમાં ડાહ્યો થઈ રહેવું હોય તો રહે નહિ તો આ રસ્તો, કોઇ તેડવા આવ્યું નહોતું. આટલા દહાડા રખડ્યો પણ ક્યાંઇ ધડો થયો નહિ, તેથી પાછો ઘેર આવ્યો; જા નીકળ ? તું અને તારી વેજા, હમે કાંઇ તારૂ રણ કાઢ્યું નથી સમજ્યો ? ને અમારે તારૂં ને તારી વેજાનું કામ નથી.

**નરસીહ**—બહુ સારૂ માતાજી કાલથી જુદો રહીશ.

**ભાભા**—કાલથી નહિ, અત્યારેને અત્યારે નીકળ (માણેકબાઇને) માણકી ! તું તારાં છોકરાંને લઇ, જા તારા ધણી સાથે ! મારા ઘરનું પાણી સરખુએ પીઓ, તો તમને હરામ છે.

**માણેકબાઇ**—(ભગવાનની મુર્તિનાં દર્શન થવાથી તેનું મન પવિત્ર થયું હતું) બહુ સારૂ ! જેવી વડીલની આજ્ઞા.

**ભાભી**—આંવા કરમફુટ ધણીને પાને પડી છે, છતાં મીજાજ તો જુવો ? મીજાજ !

**માણેકબાઇ**—અમારો ગરીબનો મીજાજ શાનો ? વડીલની આજ્ઞા પાળવી, તે અમારો ધર્મ છે.

**ભાભી**—એ તો જાણી તને ડાહ્યલીને. જા નીકળ મારા ઘરમાંથી.

**છોકરાં**—ભાભુ એક પલકમાં છેક બદલાઈ ગયાં ?

**ભાભી**—હા હા બદલાઇ ગયાં, જાઓ નીકળો તમે તમારે રસ્તે પડો.

**માણેકબાઇ**—બહુ સારૂ. વડીલ જઇએ છીએ તમો અમને વીસારી મુકશો, પણ ઇશ્વર વિસારનાર નથી તે નક્કી સમજજો.

**ભાભી**—એતો જાણી તને પંડીતનું પુંછડુ થઇ છે તે.

**નરસીહ**—મોટા ભાઇ **જેશ્રીકૃષ્ણ-જેશ્રીકૃષ્ણ.**

**વણુશીધર**—જા હવે રસ્તે પડય, **જેશ્રીકૃષ્ણ.**

**માણેકબાઇ**—(ઘર બહાર આવી ) સ્વામીનાથ ! હવે આપણે કયાં જઇશું ?

**નરસીહ**—ચાલો ધર્મશાળામાં.

**માણેકબાઈ**—સ્વામીનાથ ઉંચે આભ અને નીચે ધરતી એ શીવાય બીજો કોઇ આશ્રય નથી.

**નરસીહ**—ગાંડી **હરી હરી** કર-તને તારી અને તારાં છોકરાંની ચીંતા છે, પણ મારા નાથ ! મારા ધણીને આખા જગતની ચિંતા છે. માટે આપણને ચીંતા શેની, તેની ચીંતા તેને; માટે ચાલો ધર્મશાળામાં, મારો શેવાનો સમય થઈ ગયો છે.

**માણેક**—ભલે ચાલો. ( ધર્મશાળામાં ગયાં. )



# પ્રકરણ ૨ જું.



નરસિંહ મેહેતાએ ધર્મશાળામાં આવી ભગવાનની મુર્ત્તીની શેવા કરી આર્તી કરી, ભગવાને આપેલી તાળ બજાવી ઇશ્વર સ્તુતી કરવા માંડી.

## સ્તુતી.

વારે ધા વીઠલા વ્હેલો ) એ રાહ.

સાહ્ય કરો શ્રી કીરતારી, નથી ઠામ દુઃખ એ ભારીરે;
સ્તુતી ઉચરીએ તારી. સાહ્ય.
ભાઇ ભોજાઇએ ઘરમાંથી કાઢયો, કીધો ધર્મશાળાએ વાસ;
ભલુ થજ્ને તેનું ભજન થશે હવે, પોહોચશે મનની આશ.
છુટી જંજાળ સંસારી. નથી.
મંદીર માગુ વસવા માટે, આ મુર્તી પધરાવું નાથ;
ભાવેથી તુજ ગુણ નીત્ય ગાઉ, સંત વેરાગીની સાથ;
માયા સૌ લાગે આકારી. નથી.
સ્તુતી સુણી પ્રલ્હાદની વશીયા સ્થંભે જઇને નાથ;
ચીરપુરી પંચાળીનાં થકવ્યો, સર્વે કૌરવનો સાથ;
તેમ વ્હાર કરો આ વારી. નથી.

નરસીંહ મેહેતાની સ્તુતી સાંભળી ભગવાને અક્રૂર અક્રૂર કહી સામટા સાત સાદ કર્યા.

**અક્રૂર**—મહારાજ શી આજ્ઞા છે.

**ભગવાન**—એકદમ જુનાગઢ જાઓ ?

**અક્રૂર**—જુનાગઢ શા માટે !

**ભગવાન**—મારે! નરસીંહ મંદીર માટે સ્તુતી કરે છે, મા·

ટે ત્યાં જઈ મંદીર અપાવી આવો.

**અક્રૂર**—જેવી કૃપાનાથની આજ્ઞા; હાલજ જાઉં છું.

**ભગવાન**—જાઓ ખોટી નહી થાઓ.

**અક્રૂર**—આ ચાલ્યો કૃપાનાથ.

અક્રૂર મન સાથે વીચાર કરે છે વાહ કૃપાનાથ તમારી ભક્તવત્સલતા ! શું ભક્તને માટે કાળજી ! તમારી કળા ન્યારીજ છે. ભક્તને માટે તમો પ્રાણ પાથરો છો.

**ગાયન.**

( દીસે હાલ થયા શા હાલ હે કૃપાનીધાન ) એ રાહ.

કહાવો ભક્તવત્સલ ભગંવત સત્ય દીનદયાળ,
કરે સત્ય ભક્તિ ધરી વ્હાલા રાખો પત્ય તેની કૃપાળ;
કર્ણી તમારી શકે ન વર્ણી ચો મુખે બ્રહ્માય;
વર્ણવતાં કદી પાર ન પામે શીવ સનકાદીક રાય–પ્રભુ.
સત્ય નીરંજન નામજ તારૂ અવર નહી કાંઇ સાર;
તુંહી સત્ય, તુજ પત્ય, કરણ ભવ નીસ્તાર.–પ્રભુ મારા.

**અક્રૂર**—( જુનાગઢ આવી નરસીંહરામને ભજનમાં ગુલતાન જોઇ, ધન્ય છે નરસિંહરામ તમારી ભક્તિને ! )
**જયશ્રીકૃષ્ણ** ભકત નરસીંહરામ.

**નરસીંહરામ**—**જયશ્રીકૃષ્ણ**, કહો કેમ પધાર્યા છો ? દર્શન કરવાં હોય તો સુખેથી કરો, ને મારા સરખુ કામકાજ હોય તો કહી દો.

**અક્રૂર**—હું તમને મંદીર અપાવા સારૂ આવ્યો છું.

**નરસીંહરામ**–એ તો જાણ્યું ( વચન આપેલું છે તે કેમ ચુકે ) હું કયાં રસ્તામાં બેઠો છું.

**અક્રૂર**—રસ્તામાં નહી પણ ધર્મશાળામાં તો ખરા ?

**નરસીંહરામ**–ધર્મશાળા શું, ને ઘર શું, ધર્મશાળા તે ધ-

ર, ને ઘર તે ધર્મશાળા.

**અક્રૂર**—એમ કેમ બોલોછો ! ધર્મશાળાને ઘર કેમ કહેવાય ? ને ઘર ને ધર્મશાળા કેમ કહેવાય ?

**નરસીંહરામ**—ધર્મશાળાને ઘર એમ કે જ્યાં બેઠા ત્યાં ઘર, કારણ ઘરના ઘર વાળા ઘર બાંધી જતા નથી. મોહોટા રાવણ જેવા થઇ ગયા, પાંન્ડવ અને કૌરવ જેવા થઇ ગયા, જેમને ત્યાં કનકના મણીમય મેહેલો હતા, તેમણે પણ છેવટે સ્મશાન ભુમીમાં વાસ કર્યો, ને મણીમય મેહેલો હજારો જણના ભોગ પડ્યા, તો તે ઘર શાનાં ? પણ ધર્મશાળાજ. કારણ પોતાની દેહજ ધર્મમાળા જેવી છે. તો ઘર આપણાં શાનાં

**અક્રૂર**—દેહ ધર્મશાળા જેવી શા માટે ?

**નરસીહરામ**—દેહ ધર્મશાળા જેવી એટલા માટે કે આત્મા અમર છે, ને દેહ નાશવંત છે; લક્ષ ચોર્યાશી યોની આત્મા ફર્યો હશે, એટલે જેટલી યોની એટલે દેહ, તે સર્વ ધર્મશાળા રૂપજ છે.

**અક્રૂર**—ધન્ય છે ભક્તરાજ તમારી શુદ્ધ બુદ્ધિને ! વારૂ ધર્મશાળા તે ઘર શા માટે, તે કૃપા કરી જણાવો.

**નરસીહરામ**—જેવું કારણ ઘર ધર્મશાળા રૂપ છે, તેવું જ કારણ ધર્મશાળા ઘર રૂપ છે; કારણ જ્યાં રહ્યા ત્યાં ઘર. ઘર કહો કે ધર્મશાળા કહો પણ છેવટ વસવાનું ઠામ સ્મશાન ભુમીજ છે. ઘર વાળાનું છેવટનું ઠામ ઘર નથી, ને ધર્મશાળા વાળાનું છેવટનું ઠામ ધર્મશાળા નથી. છેવટનો ઠામ રંક અને રાય સર્વેને માટે સરખોજ છે.

**અક્રૂર**—ધન્ય છે તમારી દ્રઢનીષ્ટાને ભક્તરાજ ! તમારા બો-

ધથી મને પુર્ણ સંતોષ થયો છે. હવે ચાલો તમોને મંદીર અપાવું.

**નરસીહરામ**--મારાથી ભજન છોડી અવાય તેમ નથી,તમારે અપાવવું હોય, ને અપાવા આવ્યા હો તો જાતે જઈને લઇ આવો.

**અક્રૂર**—પણ તમે જોઇને પસન તો કરો ! જે મંદીર પસન કરો તે અપાવું.

**નરસીહરામ**—મારે પસન કરવાનું એટલુંજ કે, જે મંદીર લ્યો. તેમાં હું કહું તેટલી સોઈ જોઇએ.

**અક્રૂર**---શી ? શી ?

**નરસીહરામ**—પ્રથમ મારા ઠાકોરજીને પધરાવાનું મંદીર, સાધુસંતને બેસવા માટે પડાળી, તુળશીચારો કરવા તથા ભગવાનને માટે સુવાસીત ફુલો વાવવા માટે થોડી છુટી જમીન-તે શીવાય રસોડું ઠાકોરજીને માટે ભોગ તૈયાર કરવા સારૂ, તે શીવાય સુવા બેસવા વીગેરેની સોઇ જોઇએ.

**અક્રૂર**--તે બધી સોઈ જાતે આવી તપાશી લ્યો ?

**નરસીહરામ**--મારે શું તપાસવાનું હતું, જે જે સોઇ જોઇતી હતી તે કહી દીધી; હવે તમે જાણોને મંદીર જાણો, હુ ખોટી થાઊં છું, સંતો કુડો પડો **ભજો** રાધે કૃષ્ણ, **રાધે કૃષ્ણ રાધે**, બોલો રાધે **કૃષ્ણ રાધે, કૃષ્ણ રાધે,**

**અક્રૂર**—( મન સાથે વીચાર કરે છે કે હવે તે તો આવવા ચોખ્ખી ના પાડે છે, માટે એકલુજ જવું પડવાનું ) બહુ સારૂ ભક્તરાજ જાઉં છું.

અક્રૂરે ગામમાં જઇ નરસીંહરામ ભક્તના કહ્યા મુજબ સોઇ કરી નવીન મંદીર તૈયાર કરી નરસીંહરામ પાસે

આવ્યા, અને તેમને તે મંદીરમાં વાસ કરાવી ઠાકોર મુર્તિ પધરાવી તુળસીચારો તથા બીજાં સુવાસીત ફુલોનો બાગ બનાવી આપી વૈકુંઠમાં ગયા, અને ભગવાનની પાસે નરસીંહરામની દ્રઢ નીષ્ટા તથા નેક ભક્તિનાં વખાણ કર્યાં.

થોડા દીવસ વીત્યાબાદ કુંવરબાઇને આણે શ્રીરંગધર મહેતાને ત્યાંથી એક બ્રાહ્મણ આવ્યો; આણું આવ્યું તેથી મહેતીજીને ચીંતા થઇ; ભોગ જોગે ભક્તના ઘરનું સીધુ આવેલુ હતું તે રાંધવા માંડયું, અને બ્રાહ્મણ નગ્ર જોવા ગયો; મહેતાજી હાથમાં કીરતાળ લઈ, પગે ઘુઘરા બાંધી ઇશ્વરના નામનું ભજન કરી રહ્યા છે, અને એક તાર થઈ રહ્યા છે, ત્યાં મહેતીજી આવ્યાં, અને કહ્યું સ્વામીનાથ! કુંવરબાઇનું આણું આવ્યું છે! મહેતાએ કહ્યું આણું આવ્યું છે તો કુવરબાઇને વીદાય કરો. મહેતી કહે વીદાય કેવી રીતે કરૂ, કરીઆવર કરવો જોઇએ તેનું તો ઠેકાણું નથી; કુંવરબાઈ સાસરે જાય. અને લોકો કરીઆવર જોવા આવે ત્યારે કુંવરબાઇ શું બતાવશે, તેનો વિચાર કર્યો? મહેતાજી કહે કરીઆવરમાં શું શું જોઇએ? મહેતીએ કહ્યું એવો કરીઆવર કરવો જોઇએ કે જે જોઇ જોનારનાં મન દીંગ બની જાય, અને અત્યંત ખુશી થઈ કુંવરબાઇને તથા આપણને ધન્યવાદ આપે, એવો કરીઆવર કરવો જોઇએ; ને અહીંઆં તો એક પાઇનું પણ ઠેકાણું નથી. કયાંકથી પાંચ રૂપીઆ આવ્યા તો સાધુ વેરાગીને ખવરાવી દેવા, કાંઇ દુનીયાદારીનું ભાનછે! પગે છેક ઢીચણ સુધી ઘુઘરા બાંધવા, મોહોટાં ગાજરીઆં જેવડાં ટીલાં તાણવાં, અને નાચી કુદીને ભજન કરવું; બ્રાહ્મણ કુંવરબાઇને સાસરે જઇ વાત કરશે તો બહુ સારી ઇજ્જત નીકળશે! આ સાધુ વેરાગી ભેગા પડી રહો છો, ને આ તુળશીની માળાના થોકડા ગળામાં

ઘાલો છો, પણ દુનીયાદારીનું તો ભાનજ રાખતાં નથી.

**નરસીંહ**—હું તમને કહું છું કે તમારે મારા ભજનની નીંદા કરવી નહી; તમારે જે વાત કરવી હોય તે કરોને.

**માણેકબાઇ**—શી વાત કરૂ ? વાત કરવાથી ફાયદો શો ?

**નરસીંહ**—શો ફાયદો જોઇએ છીએ, ભગવાન ઉપર આકીન રાખો તો તે સર્વે સારાં વાનાં કરશે.

**માણેકબાઇ**—જો મારા કહ્યા મુજબ ઉહદામાં ઉમદો કરીઆવર કરો કે જે જોઇ નાગરની સ્ત્રીઓ કુંવરબાઇને તથા આપણને ધન્યવાદ આપે એવો કરીઆવર થાય તો મારો આત્મા પ્રસન્ન થાય, ને ભગવાનનું ભજન કર્યું એ પ્રમાણ કહેવાય.

**નરસીંહ**—બહુ સારૂ તેવોજ કરીઆવર માહારો નાથ કરશે, વિશ્વાસ રાખો.

**માણેકબાઇ**—ઠીક હું બ્રાહ્મણ આવે તેને જમાડું છું, તમો કરીઆવરની તૈયારી કરો; કુંવરબાઇને આજે વિદાય કરવી પડશે, કારણ આણું ઉતાવળનું છે.

**નરસીંહ**—બહુ સારૂ તમો તમારે કરતાં હો તે કરો, તમારા તથા મારા કરતાં તે દીનદયાળને વધારે ચિંતા છે.

મેહેતીજી ગયાં અને મેહેતાએ કૃષ્ણની સ્તુતી તેમણે આપેલી તાળ બજાવી ગાવા માંડી

**નરસીંહરામ...**

## સ્તુતી.

( પ્રેમનો કોલ દીયો રાજકુમાર ) એ રાહ.

વેગે આવો વીઠુલ દીનદયાળ, નાંખી મને સંસારી જાળ,

એઠા કેમ નીશ્ચીત મને કૃપાળ- વેગે.
કરો કરીઆવર કુંવર તમારી, પુરો સ્ત્રીનો લ્હાવ;
તમે જાણો તમ પુત્રી જાણો, મને સઘળો અભાવ. વેગે.
સ્વરસુર પક્ષનું આણું આવ્યું, ચેતવવા મુજ કામ;
લાજ આબરૂ તમને સોંપી, હું તો રટું તુમ નામ. વેગે.

મેહેતાજીની સ્તુતી સાંભળી ભગવાન નરસીંહરામ પાસે આવ્યા, અને કહ્યું ભક્ત નરસીંહરામ મને કેમ યાદ કર્યો. નરસીંહરામ કહે આ માયાની જાળ વળગાડી છે, અને પાછા પૂછો છો શું ! કુંવરબાઇને કરીઆવર કરવો છે. ભગવાન કહે કરીઆવર શું કરવો છે તે પુછયું છે ! નરસીંહરામે કહ્યું, એવો કરીઆવર કરવો જોઇએ કે જે જોઇ નાગરની સ્ત્રીઓ કુંવરબાઇને તથા તમને ધન્યવાદ આપે, તેવો કરીઆવર કરવો છે. ભગવાને ભક્તના અંગને શોભે તેવો પવિત્ર પોશાગ, તથા પોતાની મુર્તી, નરસીંહરામને આપી અને કહ્યું આ કરીઆવર નવીન છે, અને તે જોતાંજ નાગરની સ્ત્રીઓ દીંગ બની જશે, અને તમોને તથા કુંવર બાઇને ધન્યવાદ આપશે, કહી અંતરધ્યાન થયા, ને મેહેતા ભજનની ધુનમાં લાગ્યા.

આણે આવેલા બ્રાહ્મણને જમાડી મંદીરમાં જ્યાં નરસીંહરામ ભજનની ઝડી લગાવી રહ્યા છે ત્યાં મોકલ્યો; બ્રાહ્મણે મેહેતાને કહ્યું ભક્તરાજ ! હમને આજે વિદાય કરો, કારણ ત્યાં ઘણું અગત્યનું કામ હોવાથી હું આવ્યો છું, ને મારાથી રોકાઇ શકાય તેમનથી; ત્યાં એકજણને મોકલી માણેકબાઇને બોલાવ્યાં, અને કહ્યું, આ બ્રાહ્મણ કહે છે, આજ કુંવર બાઇને વિદાય કરો. મેહેતીએ કહ્યું, એમ તે વીદાય કરાય કે ? બે ચાર દીવશ રહો, ત્યાર પછી કુંવર-

બાઇને વિદાય કરી શું; હજી તો અમોએ કશો કરીઆવર કર્યો નથી. કરીઆવર કર્યા શીવાય વિદાયગીરી કેવી રીતે અપાય; બ્રાહ્મણે કહ્યું તે ખરૂં, પણ ત્યાં લગ્ન પ્રસંગનું કામ છે, ને તે વીતી જાય, માટે આજને આજ તૈયાર કરો. મેહેતીએ મન સાથે પશ્ચાતાપ કર્યો કે આ ધણીને પરણી હું એકે લ્હાવ પામી નહી, ને બ્રાહ્મણને રોકવો તેમાં એ માલ નથી; પ્રથમ ખવરાવવું શું ? એતો સારૂ થયું કે આજ શીધુ આવ્યું હતું તો કામ લાગ્યું, નહીતર પુરી ફજેતી થાત; આને આજ વીદાય કરીશું તો કહેવાનું તો રહેશે કે ઓચીંતુ આણુ, આવ્યું, અને ઉતાવળ કરી, તેથી કરીઆવર થયો નહી: ને જો રોકીશું તો પછી એકે બાહાનું રેહેસે નહી, માટે આજેજ વીદાય કરવાં" મેહેતીજી કહે બહુ સારૂં, ત્યાં લગ્ન પ્રસંગ તે કેવી રીતે રોકી રખાય, કાલ સવારે વીદાય કરીશું, બ્રાહ્મણને સુવા માટે બીછાનું નાખી આપ્યું ત્યાં બ્રાહ્મણ સુઇ ગયો.

બ્રાહ્મણે સુતાં સુતાં વીચાર કર્યો કે શ્રીરંગધર મેહેતાએ શું જોઈ અહી છોકરાને પરણાવ્યો હશે. ઘરમાં એક દાહાડાનું ખાવા સરખુએ નથી, ત્યાં નરસીંહ મેહેતો સાધુ વેરાગીમાં પડયો રહે છે, ને પગે ઘુઘરા બાંધી નીર્લજ બની નાચે છે, અને દુનીયાદારીનું તો ભાનજ નથી; તેનો વેશ તો જુવો ! પગે ઢીંચણ સુધી ઘુઘરા, કોટમાં તુળશીની માળાનો થોકડો, હાથમાં કીડતાલ, વાઘ ચીતર્યો હોય એવાં મ્હોટાં ગાજરીઆં જેવડાં ટીલાં, અને નટવાની માફક નાચવું; એમ શું ભગવાન મળતા હશે ! જો ઘુઘરા બાંધે ભગવાન મળતા હોત તો હાથીની કોટે સવામણનો ઘંટ બાંધે છે તેનેજ ભગવાન મળે. જો તુળશીની માળાના થોકડા કે-

ટમાં નાખે ભગવાન મળતા હોત, તો બાવા તુળશીનાં લાકડાંના પાપાશેરના મણકાની માળા નાખે છે તેનેજ ભગવાન મળવા જોઇએ, જો કીડતાલ વગાડે પ્રભુ મળતા હોત તો ઘણા વૈરાગીઓ જગતને ધુતી ખાવા કીડતાલ વગાડી રોજ ભજન કરે છે, પણ ઉપરકી અછીને ભીતર કી રામ જાને” તેવાનેજ ભગવાન મળવા જોઇએ, જો મોહોટાં ટીલાં કર્યે ભગવાન મળતા હોત, તો બાવા આખા શરીરે રખ્યા ચોળે છે, તેમનેજ ભગવાન મળવા જોઇએ; ને જો નાચવાથી ભગવાન મળતા હોત, તો વાઘ આખો દીવસ ટેલ્યા કરે છે, તેનેજ મળે; પણ તેતો બધા ઢોંગજ.કરી આવરમાં શું આલે છે તે સવારે જોવાનું છે; ગોપીચંદન અને ગેરૂ, ભાગ્યાનો ભેરૂ, તેના ઢગ મારી રાખ્યા છે, તે આપશે; તુળશીની માળાઓના થોક મારી મુક્યા છે, તે આપશે; તે શીવાય બીજું કાંઈ દેખાતું નથી; હવે સવારે વાત, જે હશે તે જણાશે. વાજતુ ગાજતુ આપેથી માંડશે આવશે.

સવારમાં વેહેલા ઉઠી માણેકબાઇએ કુંવરબાઇને જગાડી સ્નાન આદિ કર્મથી પરવારાવી તૈયાર કરી, અને મેહેતાજી પાસે ગયાં; મેહેતાજી તો રાતને દીવસ ભજનમાં ગુલતાનજ રહેતા, ત્યાં આવી કહ્યું સાંભળો છો? નરસીહરામે કહ્યું શું છે? માણેકબાઈ કહે કુંવરબાઈમાટે કરીઆવરનું શું કર્યું? નરસીહરામ કહે તૈયાર છે. માણેકબાઇ કહે કયાં છે? ત્યાં નરસીંહરામે ભગવાને આપેલી કૃષ્ણભગવાનની મુર્તિ, તથા પવિત્ર પોશાક, માણેકબાઇને આપ્યો, મેહેતી કહે શું આટલુંજ? નરસીંહરામે કહ્યું તમારા કહ્યા મુજબનું છે; મેહેતીએ મન સાથે વીચાર કર્યો કે મુળગાના સાંસા તે કરતાં આટલુ એ મળ્યુ તે કહોને” કોઇને જવાબ તો દેવાશે કે

બ્રાહ્મણે ઉતાવળ કરી તે ક્યાંથી પોહોચાય, એમ સમજી મન વાળ્યું, અને કુંવરબાઇને ભગવાને આપેલો પવિત્ર પોશાક પહેરાવ્યો, અને તૈયાર કરી; કૃષ્ણભગવાનની મુર્તી માણેકબાઇએ મેહેતાને આપી અને કહ્યું, આ મુર્તિ શું કરવી છો તમે તમારે ભક્તાણું કુટયા કરો, મારી છોડીને કાંઈ ભક્તાણી થવું નથી,ને નાગરની નાત્ય હસાવવી નથી? નરસીંહરામે કહ્યું કુંવરબાઇને પુછો, ને તેની મરજી ના હોય તો ભલે; કુંવરબાઈ કહે પીતાજી! આ મુર્તિ હું સાથેજ રાખીશ અને તેનું નીત્ય શેવન કરીશ, માટે મને આપો. મેહેતાજીએ પ્રસનવદને તે મુર્તિ કુંવરબાઇને આપી.

શામળશા પથારીમાંથી ઉઠી બેહેન પાસે આવ્યો, અને બેહેનનો વીયોગ થશે તેમ જાણી, પોતાની સાથે લેવા કહ્યું; બેહેને કહ્યું. તારા લગ્ન ઉપર હુ જરૂર આવીશ, ને બા તથા બાપાજીને સંતાપીસ નહી; તેવી ઘણી શીખામણ વચનમાં કહી સંભળાવી તેના મનનું શાંન્તવન કર્યું. મેહેતીજીએ કહ્યું, દીકરી તને કાંઇપણ કરીઆવર આપણો નથી તેથી હુ ઘણી દીલગીરછું કુંવરબાઇએ કહ્યું, માતાજી તમોએ જે કરીઆવર કર્યો છે, તેના તુલ્ય કરીઆવર મોહોટા રાજા રજવાડાની દીકરીને મળે તે કરીઆવર આવવાનો નથી, ને મારાં પુરણ ભાગ્ય કે મને આવો કરીઆવર મળ્યો, તેથી હુ ઘણીજ પ્રસન્ન થઇછું. માણેકબાઈ કહે મારી સંતોસીલી કુંવર, તારા સ્વભાવની બલીહારી છે. તારા ગરીબ માતાપીતાને તુ મોહોટાઇ આપે છે. એક સાધુ વેરાગીની દીકરીને મળે, તેટલો કરીઆવર પણ નહી મળવા છતાં તુ મારા મનનું શાન્તવન કરવા આવાં સંતોષકારક વચનો ઉચરે છે, પણ હુ અણુસમજુ નથી. કુંવરબાઇ કહે માતાજી તમારી મોહોટી ભુલ છે, જુવો સાંભળો?

## ગાયન.

**કુંવરબાઈ**—(જાઇને જુઇ જેવો પતી ગમે નહી) એ રાહ
અમુલ્ય કરીઆવર માગ્યું છે આ સહી, મોહોટા મોહોટાના
છોરૂ પણ તે પામે નહી.
હીરને ચીર સઉ પ્રભુની માયા, વસ્ત્ર પવિત્રથી દીપવી આ
કાયા. શેવું શામળીઆની મુર્તિ પ્રસન્ન થઈ–મોહોટા
મોહમાયામાં નાંખે હેમ હીરા હારો, સપડાતાં તેમાં જીવનો
આવે નહી આરો–શેવું.
કંકણ ક્રષ્ણનામા ધરીયા છે હાથે, ચીર ચત્રુભુજ નામ ધ-
રીયુ છે માથે.–શેવું.
હાર હરીનામ ઉર મહી શોભે જો, જેથી પ્રભુ ભજનમાં
મન લોભે જો.–શેવું

દીકરીનો સંતોષ તથા પ્રભુ પ્રત્યે પવિત્ર પ્રિતી જોઇ
નરસીંહરામ ખુશી ગયા, અને આણે આવેલા બ્રાહ્મણ સાથે
કુંવરબાઇને વિદાય કરી.



# પ્રકરણ ૩ જું.



એક દીવશ કૃષ્ણ લક્ષ્મીજી સાથે બીરાજ્યા હતા, ત્યાં લક્ષ્મીજીએ કહ્યું, મહારાજ મૃત્યુ લોકનો વિવ્હા મહાલવાની મારી ઇચ્છા છે તે તમો પરિપૂર્ણ કરો.

કૃષ્ણ—મારા ભક્ત નરસીંહરામનો છોકરો પરણશે ત્યારે વીવ્હા મહ્હાવીશ.

લક્ષ્મીજી—નરસીંહરામ કીયા ?

કૃષ્ણ—રાસલીલામાં મધ્ય સ્થળે ઉંચા આસન ઉપર મશાલ લઇ બીરાજ્યા હતા તે.

લક્ષ્મીજી—તેમનો છોકરો કેવડો છે ? ને નામ શું ?

કૃષ્ણ—તેર વરસનો ને નામ શામળશા છે.

લક્ષ્મીજી—તેનો વિવ્હા કરેલો છે ?

કૃષ્ણ—ના તેનો વિવ્હા મહારેજ કરવાનો છે.

લક્ષ્મીજી—ભક્તની હયાતી છતાં વિવ્હા તમારે શા માટે કરવાનો છે ?

કૃષ્ણ—તેણે સંસારનું બધુ ગાળીયુ કહાડી મારા માથે નાંખ્યું છે, ને તે મારા ભજનમાં ગુલતાન રહે છે તેથી.

લક્ષ્મીજી—વાર કન્યા શોધી છે કે શોધવાની છે ?

કૃષ્ણ—કન્યા તૈયાર છે.

લક્ષ્મીજી—તો વિવ્હા કરી નાંખો, વાર શા માટે કરોછો?

કૃષ્ણ—તેના વીચારમાંજ છું.

**લક્ષ્મીજી**—પણ એક વચન આપો ?

**કૃષ્ણ**—વચન શેનું ?

**લક્ષ્મીજી**—વચન આપો પછી કહુ.

**કૃષ્ણ**—લ્યો વચન ? હવે તો કહો ?

**લક્ષ્મીજી**—કહેવાનું એટલુંજ કે વરની મા થઇ નામણુ દીવડો હું ઝાલું.

**કૃષ્ણ**— આ ઇચ્છા પરિપુર્ણ કરવી હતી તો વચન માગવાની શી જરૂર હતી; એમને એમ કહયુ હોત તો ના કહેવાનો હતો ?

**લક્ષ્મીજી**—હવે વચન આપ્યું છે તે પળજો એટલે થયું; ચાલો હવે વીલાસ ગ્રહમાં; કહી વીલાસ ગ્રહમાં ગયાં.

મદન મેહેતા વડનગરના રહીશ નાગર ગ્રહસ્થ હતા, ને દરબારમાં દીવાન પદ ઉપર હતા; તેમની પાસે સાત લાખ રૂપીઆની મુડી હતી. તેમને સંતાનમાં એક પુત્રી શીવાય કાંઇ નહોતુ. પુત્રીનું નામ જુડીબાઇ હતું. જુડી બાઇની ઉમર અગીઆર વરસની થઈ પણ યોગ્ય વર તથા યોગ્ય ઘર નહી વળવાથી, તેનું સગપણ કર્યું નહોતુ. ભગવાનની ઇચ્છા શામળશા વેરે નરસી હરામને ત્યાં વીવ્હા કરવાની, તો મેહેતાને બીજું ઠેકાણું કયાંથી પસંદ પડે. તેની અથાગ માયાનો પાર પામવા કોઇ શક્તિવાન નથી. મદન મેહેતાની સ્ત્રી પુત્રીના વીવ્હાની ચીંતામાં બેઠી છે, ત્યાં ભગવાને તેને સ્મરણ શકિત મુકી જુનાગઢનું ભાન કરાવ્યું, તેથી મદન મેહેતાની સ્ત્રીની ચીંત્તા કાંક ઓછી થઈ; કારણ જુનાગઢમાં નાગરનાં સાતસો ઘર હતાં, તેથી ત્યાંની વાત મદન મેહેતાને કહેવી એવો નીશ્ચય કર્યો. જ્યારે મદન મેહેતા દરબારમાંથી ઘેર આવ્યા ત્યારે તેમની સ્ત્રીએ

કહ્યું સ્વામીનાથ ! આપણી જુઠીબાઇ અગીઆર વરસની થઇ પણ તમારી આંખ ઉઘડતી નથી, ને સારૂં ખોટુ કરતાં તેનો કન્યાકાળ જાય છે, તેનો વિચાર કર્યો ? મદન મેહેતા કહે તેની ચીંતામાં તો ખાવું કે પીવુ ગમતુ નથી, ને સુતાં ઉંઘ પણ આવતી નથી; મેહેતીએ કહ્યું પ્રાણનાથ ? જુનાગઢમાં આપણી નાત્યનાં સાતસો ઘર છે, ને આપણા વડનગરની પાંચસાત કન્યાઓ જુનાગઢમાં આપેલી છે. મદન મેહેતા કહે ત્યાં તપાસ કરાવીએ. મેહેતી કહે તપાસ કરતાં કરતાં અને કરાવતાં કરાવતાં વરસો વીતી ગયાં, પણ એકે ઠેકાણું પસંદ પડયુ નહિ, માટે હવે તો ગેરને જુનાગઢ મોકલો, તે ત્યાં જઈ યોગ્ય વર તથા યોગ્ય ઘર જોઈ વીવ્હા કરીનેજ આવે. મદન મેહેતાને તે વાત રૂચી અને ગોરને બોલાવા સારૂ નોકરને મોકલ્યો.

નોકર ગોરને તેડીને ઘેર આવ્યો; ગોરે મદન મહેતાને નમસ્કાર કર્યો. મદન મહેતા કહે ગોર, તમો જુનાગઢ જાઓ, અને આપણા લાયકનું ઘર તથા સારો ગુણવાન તથા હોંશીયાર મુરતીઓ જોઈ જુઠીબાઇનું સગપણ કરી આવો. ગોર કહે જેવો હુકમ. મદન મહેતા કહે જોજો ? તમારાજ ભરોંસા ઉપર છે, માટે જોવામાં કચાશ રાખશો નહી. ગોર કહે તે તો ઠીક, પણ જુનાગઢનો હું ભોમીયો નથી, તેમ નાગરની ન્યાતના ગ્રહસ્થોને પણ હું પીછાણતો નથી. આ કામ કાંઈ એક બે દીવસનું નથી, સેજે મહીનો થાય; તો ત્યાં જઈ ઉતરવું કયાં ? અને કદાપી ધર્મશાળામાં ઉતરૂ, પણ ત્યાં નાગર ગ્રહસ્થોની માહીતી કોણ આપે, માટે કોઇ ઠેકાણે આપને ઓળખાણ હોય તો તેના ઉપર ભલામણ પત્ર લખી આપો, તો હું જવા તૈયાર છું. મદન મહેતાએ કહ્યુ, મારો એક નાહાનપણનો દોસ્તદાર સારંગ-

ધર નામનો નાગર ગ્રહસ્થ છે, તેના ઉપર કાગળ લખી આપીશ ત્યાં જઇ તેમને ત્યાં ઉતરજો, તે તેમને દરેક વાતની માહીતી પણ આપશે. ગોરે કહ્યું ભલે તો તૈયાર છું; મદન મહેતા કહે તો જાઓ ઘેરથી તૈયાર થઈ આવો, હું રથ તથા માણસનો બંદોબસ્ત કરૂંછું; ગોરે કહ્યું તો કાંઈ હરકત નહી, હું હાલ આવુંછું, કહી ઘેર ગયા. મદન મહેતાએ રથ તથા તેમની જોડે મોકલવાના માણસો વીગેરેની તૈયારી કરવા માંડી.

ગોર પરવારીને આવ્યા તેમને બેસવા રથ, બે સીપાઇ, પટાવાળા, તથા ગાડીવાન, એટલી સાહીત્ય આપી; કારણ વડનગરથી જુનાગઢ ઘણું દુર હતું, ને તે પગ રસ્તાનું ગામ હતું. આજની માફક રેલ ગાડી નહોતી, તેથી આટલી સોઇ મદન મહેતાએ આપી, અને કહ્યું ગોર મહારાજ ! શુભ કામ કરી વેહેલાસર પાછા આવજો; જો જો કોઇ રીતે કહેવણ આવે નહી. ગોરે કહ્યું કાંઇ ચીંતા નહી. ઇશ્વિર સૌ સારાં વાનાં કરશે, કહી ગોર સારંગધર ઉપરનો ભલામણ પત્ર લઇ જુનાગઢ તરફ રવાને થયા, અને આઠે દીવશે જુનાગઢ પોહોચ્યાં.

જુનાગઢની ભાગોળે જઇ ગોરે રસ્તામાંનાં ધુળ ખાધેલાં કપડાં બદલી નવા કપડાં પેહેર્યાં, અને પટાવાળાઓને તૈયાર થવાનું કહેતાં તે પણ તૈયાર થઇ ગયા, અને રથ ગામમાં હાંકયો. રથ નાગરોના સટાક ચોરા પાસે આવ્યો ત્યાં કેટલાક નાગર ગ્રહસ્થો બીરાજ્યા હતા તેમાંના એકે કહ્યું, આ રસાલા સહીત કોણ આવે છે હરરાયજી ? હરરાય કહે કોઇ પરદેશી જેવું છે, કેમ મોહનરાયભાઇ ? હા તેમજ છે, ધર્મશાળાનો રસ્તો ભુલ્યા લાગે છે; ત્યાં પરસતરાયે કહ્યું, ભાઇ ધર્મશાળા ખોળો છો કે બીજું કાંઇ ?

જે ધર્મશાળામાં જવું હોય તો તે પાછળ રહી; ગોરે કહ્યું હું રસ્તો ભુલ્યો નથી, ને મારે ધર્મશાળામાં ઉતરવું પણ નથી; ત્યાં હરસદરાયે કહ્યું કયાંથી આવોછો, ને કોને ખોળો છો? ગોરે કહ્યું હું વડનગરથી મદન મહેતાની દીકરી જુઠીબાઇનું સગપણ કરવા આવ્યો છું ને સારંગધર ઉપર ભલામણ પત્ર લાવ્યો છું, તેથી તેમને ઘેર જવું છે; ત્યાં સારંગધર પણ ત્યાં હાજરજ હતા તેમણે આગળ આવી મદન મહેતાનો પત્ર લીધો, અને કહ્યું મદન મહેતાને હું એક નીશાળે ભણેલા, ત્યારની મારે તેમની સાથે મિત્રાચારી છે, તેથી મારા ઉપર ભલામણ પત્ર લખ્યો છે.

જુનાગઢમાં નાગરની નાતમાં ત્રણસો છોકરા કુંવારા હતા. ને જે નાગરો ગોરને ધર્મશાળા બતાવતા હતા તેજ નાગરો કહે ગોર મહારાજ ઉતારો કરો; એમ ગોર મહારાજની ખેંચમતાણ થવા લાગી.

**વાસુકીરાય**— ( મારી સ્વભુમીકા તુજને ) એ રાહ.

દક્ષીત ચાલો, મમઘર માહાલો, જાણી તમારૂં ધામ;
ધામ, ધામ, ધામ, ધામ. દીક્ષીત.
ચાલો પધારો મમઘેર પ્રીતે, સુખી થશો મહારાજ;
પુત્રછે મારો આણંદકારી, સુધરશે તમ કાજ;
માટે પધારી, કરો આભારી, મમઘર આજે;
માગુછું, કરી પ્રણામ (પ) દીક્ષીત૦

**સારંગધર**—

ત્રણસો કુંવર છે કુંવારા, નાગરી નાત્યની માંહ્ય;
વારા ફરતી સર્વ જોશું, બોલાવી સઉ ત્યાંહ્ય;
માટે પધારો, સદેહ નીવારો, દીક્ષીત કહુછું;
વીચારી કરશું કામ (પ) દીક્ષીત૦

એક કહે મારો ભાણીઓ સુબા સાહેબનો સીરસ્તેદારછે; એક કહે મારો ભાઇ પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ છે; ત્રીજો કહે મારો ભત્રીજો નાયબ દીવાન છે; ચોથો કહે મારો ભાઇ ડૉકટર છે ( એલ. એમ એન્ડ એસ. )

ઉપરા ઉપરી ભલામણો સાંભળી દીક્ષીતજી ગભરાયા, અને કહ્યું હું સારંગધરને ઘેર જાઉછું ને ત્યાજ મુકામ કરૂછું. જે જેને પોતાના દીકરા બતાવવા હોય તે સારંગધર મારફત પેરવી કરજો. નાગરો કહે ત્યારે મહારાજ સુખેથી સીધાવો, રસ્તાના થાકયા પાકયા હશો. ગોર કહે લાંબા પંથેથી આવુંછું એટલે તેમતો ખરૂજને. સારંગધર કહે ચાલો રથ સામો હાંકો. ગોર રથમાં બેઠા ને રથ સારંગધરના ઘર તરફ હંકાર્યો.

તેજ દીવશે કૃષ્ણરાયના નામનો નાગર સારંગધરને ઘેર ગયો અને કહ્યું, સારંગધર કાલે જમવાનું આપણે ત્યાં રાખજો સારંગધરે કહ્યું કેમ કાલે તમારે ત્યાં શું છે? કૃષ્ણરાય કહે હું વર્ષોવર્ષ પુરવજીયું કરૂછું, પણ આ સાલ લગાર કારણ પ્રસંગ હતો તેથી કર્યું નહોતું; તેથી એમ વિચાર થયો કે કાલે કરી નાંખીએ. સારંગધરે કહ્યું, બહુ સારૂં, કાલે જમવા તમારે ત્યાં આવીશ. કૃષ્ણરાય કહે જરૂર પધારજો અને એકલા આવતા નહી. મેમાન પરોણાસહ સરવેજણ કહુછું. સારંગધરે કહ્યું બહુ સારૂં, એ પ્રમાણે નોતરૂ આપી ત્યાંથી વીદાય થયો.

રસ્તામાં વિચાર કરવા માંડયો કે સારંગધર એકલાથી બનવાનું નથી, પણ સારંગધરના મળતીઆ નાતમાં શ્રેષ્ટ પરસતરાય તથા વાસુકીરાય છે તેમને કહેતો જાઉ, કારણ સારંગધર તેમનુંજ કહેવું માંને છે, ને એમનું ડોકું હાલ્યા શીવાય વાત બનવાની નથી. માટે તેમને પણ કહેતો જાઉં.

એવો વીચાર કરી પરસતરાયને ઘેર ગયો.

**કૃષ્ણરાય**–પરસતરાય કાકા ? ઓ પરસતરાય કાકા ?

**પરસતરાય**–કોણ કૃષ્ણરાય ?

**કૃષ્ણરાય**–હા, હું કૃષ્ણરાય.

**પરસતરાય**–કેમ આવ્યો છું ?

**કૃષ્ણરાય**–કાલે બધા ઘરનાંને મારે ત્યાં જમવાનું છે.

**પરસતરાય**–બહુ સારૂ. પણ સત્ય કહેજે, કાલે જમણ શા માટે ઠરાવ્યું છે ?

**કૃષ્ણરાય**–કાકા સાચુ કહું ?

**પરસતરાય**–એતો હું સમજ્યો છું.

**કૃષ્ણરાય**–તમારે મોઢે જુઠું નહી કહુ, કારણ મારે તો તમારોજ આશરો છે. પેલો દીક્ષીત આવ્યો છે તેને મારો છોકરો બતાવવો છે. માટે મેહેરબાની કરી આટલુ ચોકઠું બેસાડી દેજો.

**પરસતરાય**–એતો મને પ્રથમથીજ ખબર હતી.

**કૃષ્ણરાય**–સી ખબર ?

**પરસતરાય**–વાસુકીરાય આવ્યા હતા તે હમણાંજ ગયા ને હમો દીક્ષીતનીજ વાતો કરતા હતા તેમાં તને ખાસ સંભાર્યો હતો.

**કૃષ્ણરાય**–તમારી તો અમારા ઉપર મેહેરબાની છે જો રામચંદ્રજીની કૃપા હોય તો ?

**પરસતરાય**–રામચંદ્રરી કૃપા કરી આપશે રખ્યા, તે ચોળજે બેઠો બેઠો એતો અમારી ખાસ મરજી છે તો થયુજ સમજ. પણ જોજો. વાસવપ્રસાદ, વાસુકીરાય, ભ્રમણરાય એટલાનાં ઘર ભુલતો નહી.

**કૃષ્ણરાય**–એતે કેમ ભુલાય.

**પરસતરાય**–પણ જમણ ઉમદુ કરજે. દીક્ષીત પ્રસન્ન થાય તેવું. ( આપણે તો થઇશું )

**કૃષ્ણરાય**–એમાં તે કાંઇ કહેવું નહી પડે. સેરે સવાસેર ઘી નાંખી બરશી ચુરમું.

**પરસતરાય**–પણ ભજીયાં અને શાકની સોઇ સારી કરજે. ( ચુરમુ વધારે ખવાય )

**કૃષ્ણરાય**–કાકા તેમાં કહેવું નહી પડે. મારા બાપદાદા વારીથી વપરાતુ આવ્યું છે તેમાં કાંઇ ક્યાસ આવી છે કે મારામાં આવશે ?

**પરસતરાય**–બહુ સારૂ જા, પણ જમવાનું વેહેલું કરજે.

**કૃષ્ણરાય**–સારૂ. ( જાયછે. )

આશામાં ને આશામાં નોતરાં સરવે ઠેકાણે દીધો, અને જમણ પણ અતિ ઉત્તમ કર્યું, બીજે દીવસે સર્વે જણ જમવા સારૂ આવ્યા, ને પગંત થઇ પત્રાળાં પીરસાયા ત્યાર બાદ જમણની વાનીઓ પીરસઇ. દીક્ષીત સારંગધરને કહે રશોઇ ઘણી સરસ થઇ છે.

**સારંગધર**–એમના ઘરની વાતજ કરવાની નથી, આતો ગ્રહસ્થ ઘરછે. અમારી ન્યાતમાં કોઇને ઘેર પાણી નથી વર્યું એટલું આમને ઘેર ઘીઇ વર્યું છે. એટલામાં કૃષ્ણરાયની સ્ત્રી કમળાગવરી બોલ્યા.

**કમળાગવરી**—સારંગધર કાકાજી ! હમણાંતો એટલાં વેવિશાળ આવે છે કે ના કહીને થાકયાં, પણ આંગણું તોડી પાડે છે, ને હમારી મરજી હાલ બ્હીવા કરવાની નથી. હમણાં શું વહી જાય છે ? છોકરો શાળામાં અભ્યાસ કરે છે, ને જે માગાં

આવે છે તે અમને પ્રસન્ન પડતાં નથી, તેથી મન થતું નથી, પણ જો ક્યાંક સારૂ ઠેકાણું મળે તો કરીએ પણ ખરાં.

**સારંગધર**–તમારે કન્યાની શી ખોટ છે.

**કમળાગવરી**–તમારે પરતાપેને ઘણાં ને પુન્યે એક કહેતાં એકવીસ.

**સારંગધર**–કેમ પરસતરાય? મદનમેહેતાના લાયકનું ઘર તો ખરૂં, જો અહી ચોકડું બેસેતો?

**પરસતરાય**–જો અહીં ચોકડુ બેસી જાય તો મદનમેહેતાનાં ભાગ્ય, કેમ વાસુકીરાય?

**વાસુકીરાય**–આના જેવું ઘર અને આવો મુરતીઓ ફરીથી હાથ નહી આવે ને ચુકશો તો કયાંક ઘાટ બેશી જશે. માટે તક જવા દેશો નહી.

જમીને ઉઠી પાન સોપારી ખાવા બેઠા ત્યારે દીક્ષીતે કહ્યું, એમનો દીકરો બતાવો તો ખરા? તેજ વખતે તેની માએ શણગાર આદી સજાવેલો પોતાનો પુત્ર ગોરની સમક્ષ લાવીને બેસાડયો. વર્ણે ગૌર અને શણગાર સજાવેલા પછી ખામી શું રહે? પણ હરીની મરજી નરસિંહરામને ત્યાં શામળશા સાથે સબંધ જોડવાની તેથી દીક્ષીતને તે મુરતીઓ શામવરણનો અને કદરૂપો લાગ્યો, મુરતીઆને જોઇ દીક્ષીતે કહ્યું, આ મુરતીઓ અમારા કામનો નથી સારંગધરજી કોઇ બીજું ઠેકાણું બતાવજો કહી ઉઠયા અને ઘેર ગયા.

કૃષ્ણુરાય વિમાસણમાં પડનો અને કહ્યું, તારૂ સંત્યા-

નાશ જાયરે દીક્ષીત, ખાસ્સી સો રૂપીઆની ઉઠી અને તેને તો ડોકુ ધુણાવ્યામાંજ પતી ગયું. પણ ઠીક છે, ત્રણસો સુરતીઆ કુંવારા છે આજ મારો તો કાલ બીજાનો વારો આવશે. પણ દીક્ષીતે કહ્યું આ મુરતીયો અમારા કામનો નથી, તો શું મારો છોકરો કાળો છે? કદરૂપો છે? ના! ના! એ કાંઇ વીવ્હા કરવા આવ્યો નથી, પણ મફતનું કુટીખાવા આવ્યો છે. કેહેવત છે કે "જ્યાં લોભીઆ વસતા હોય ત્યાં ધુતારા ભૂખે ના મરે."

દીક્ષીત સહ સારંગધર ઘેર આવ્યા. ત્યાં તૃષ્ણાપ્રસાદ આવ્યો અને કહ્યું, સારંગધર કાલે જમવાનું અમારે ઘેર રાખજો. સારંગધર કહે તમારે ત્યાં શું છે? તૃષ્ણાપ્રસાદ કહે કાલે રવીવાર છે તેથી માતાનું નૈવેદ છે. સારગંધર કહે સારૂ હું આવીશ તૃષ્ણાપ્રસાદ કહે તમો એકલા કેમ? પરોણા પૈસઉ સરવે જણ આવજો. સારંગધર કહે સારૂ, સારંગધરને ઘેર થઇ પરસતરાયને ઘેર ગયો, અને કહ્યું પરસતરાય કાકા ઓ પરસતરાય કાકા?

**પરસતરાય**–કોણ તૃષ્ણાપ્રસાદ?

**તૃષ્ણાપ્રસાદ**–હા કાકા એતો હું.

**પરસતરાય**–કહે ભાઇ કેમ આવ્યો છું?

**તૃષ્ણાપ્રસાદ**–કાકા નોતરાં દેવા.

**પરસતરાય**–તારે ત્યાં શું છે? હું સમજ્યો છું.

**તૃષ્ણાપ્રસાદ**–આપણા મોહનરાયને દીક્ષીતને બતાવવો છે તેથી નૈવેદનું બહાનું કહાડી જમણવાર ઠરાવ્યો છે.

( વાસુકીરાય આવે છે )

**વાસુકીરાય**–તૃષ્ણાપ્રસાદ તું કયાંથી? કોઇ દહાડો નહી ને આજ કાંક કામસર આવ્યો હઇશ. તે શીવાય

તારાં પગલાં અહી હોયજ નહી.

**તૃષ્ણાપ્રસાદ**–વાસુકીરાય કાકા તમે વૃદ્ધ છો, તમથી શું અજાણ્યું છે. કેમ પરસતરાય કાકા ?

**પરસતરાય**–વાસુકીરાય એના દીકરા મોહનરાયને દીક્ષીતને બતાવવો છે તેથી નૈવેદનું બહાનું કહાડી જમણવાર ઠરાવ્યું છે. ને તે અહીંથી ઉઠી તમારે ત્યા તથા વાસવપ્રસાદ તથા ભ્રમણરાયને ત્યાંજ જવાનો હતો. ત્યાં તમે આવ્યા એટલે તેનો ફેરો મટયો.

**તૃષ્ણાપ્રસાદ**–પરસતરાય કાકા કહે છે તે બરાબર છે, અહીંથી તમારા ઘેરજ આવનાર હતો. વૃદ્ધ છો, વડીલ છો, માટે નીધા રાખી ચોકહું બેસાડી આપજો, તેમાં એક આશરો તમારો ને બીજો ઠાકોરજીનો છે.

**પરસતરાય**–ઠાકોરજીને આશરે મળશે ઠીકરૂ, તે લઇ માગી ખાજો. પણ હમારી એમજ મરજી છે કે તારે ત્યાં ચોકહુ બેસાડી દેવું જા! પૈનું કંકુ લેતો જજે ને જમણ સારૂ કરજે, જેથી દીક્ષીત રાજી થાય ?

**તૃષ્ણાપ્રસાદ**–તેમાં કહેવું નહી પડે.

**પરસતરાય**–પણ વાસવપ્રસાદ તથા ભ્રમણરાયને ત્યાં કહેતો જજે.

**તૃષ્ણાપ્રસાદ**—બહુ સારૂ વાસુકીરાય કાકા, તમારે ત્યાં સર્વે જણુ નોતરાં કહુંછું; કહેશો કે પોતાનું ટાયલુ પણ નોતરૂ દીધા વીના ચાલ્યો ગયો.

**વાસુકીરાય**—તારાથી હમારે કયાં જુદાઇ છે તારા ઘરનું

નોતરૂં હોય તોએ શું ને ન હોય તોએ શું; એતો ઘર સમજી વગર નોતરે આવીને ઉભા રહીએ.

**તૃષ્ણાપ્રસાદ**—એટલી ઘરવટ રાખોછો તે કાંઇ ઓછુ છે ?

**પરસતરાય**—ઠીક જા પણ એક રાયતુ વધારે કરજે, ને કંકુ ભુલી જતો નહી.

**તૃષ્ણાપ્રસાદ**—બહુ સારૂ, પણ કાકા કૃષ્ણરાયને પણ તમે તેમજ કહેતા હતા.

**પરસતરાય**—ભલા માણસ એતો એમજ કહેવાય, કાંઇ મોઢે ખોટુ મનાવાય નહી. પણ તારૂં ઘર કયાં ? ને એનું ઘર કયાં ? તારો દીકરો કયાં ? ને એનો દીકરો કયાં ? તારી ગ્રહસ્થાઇ ક્યાં ? ને એની ગ્રહસ્થાઇ કયાં ? તું કયાં ? એ કયાં ? લગાર વીચાર કર્ય ને નક્કી સમજજે કે તારે ઘેરજ ચોકઠુ બેશી જશે. જા પણ રસોઇનું વહેલું કરજે.

તૃષ્ણાપ્રસાદ સારૂ કહી ઘેર ગયો અને ઉત્તમ પ્રકારનું જમણ કર્યું; ને કૃષ્ણરાય કરતાં વાનીઓ બે ત્રણ વધારે કરી, સર્વે જણ જમવા આવ્યા ને પંગત થઇ. સર્વે જણા જમ્યા અને ઉત્તમ જમણને માટે તૃષ્ણાપ્રસાદને ધન્યવાદ આપ્યો. જમી રહ્યા બાદ પાન સોપારીનો મુખવાસ આપ્યો તે મુખવાસ કરતા સરવે જણા ઉત્તમ બીછાના ઉપર બીરાજ્યા. દીક્ષીતે કહ્યું આમના દીકરાને બોલાવો. તૃષ્ણાપ્રસાદની સ્ત્રી રાધાગવરીએ પોતાના પુત્રને ઉત્તપ આભુષણોથી તથા વસ્ત્રોથી શણગારી તૈયાર રાખ્યો હતો તેને દીક્ષીત પાસે બેસાડયો. છોકરાને સ્વરૂપવાન જોઇ દીક્ષીતનું મન લલચાયું, અને સારંગધરને પુછયું, સારંગધરજી આ ઘર કેવું ? સારંગધર કહે ઘર સારૂ કુળવાન; એમાં ફેર

નહી, મદનમહેતાના લાયકનુંજ, દીક્ષીત કહે મુરતીઆની લગાર પરીક્ષા કરૂ, પછી ચાંડલા કરીએ.

દીક્ષીતે તે છોકરાને પુછ્યું કે તમારૂં નામ શું ? છોકરો કાંઇ બોલ્યો નહી. બીજીવાર કહ્યું તોપણ બોલ્યો નહીં. એટલે તેની મા રાધાગવરીએ કહ્યું છોકરો જરા શરમાળ છે. ( છોકરાને ) ભાઇ શરમાઇએ નહી. પછી દીક્ષીતે પુછયું તમે શું ભણો છો ? છોકરો યહે હેં, કાંઇ સંભળાતું નથી. દીક્ષીત કહે નહી નહી મુરતીઓ બેહેરો છે. ભગવાનની અથાગ માયા કેમ વર્ણવી જાય ! ભગવાનની મરજી ભક્ત ઉપર છે, તો એકે પસંદ કેમ પડવા દે; મુર્તીઓ ના પસાર કરી દીક્ષીત સારંગધર સાથે ઘેર ગયા.

તૃષ્ણાપ્રસાદે વીચાર કર્યો કે મારૂ સારૂ સો રૂપીઆની ફોગટની ઉઠી, ને છોકરો એકદમ બેહેરો શાથી થયો તે સમજાયું નહી. ભગવાનની મરજી નહી ત્યાં આપણો શો ઉપાય એમ વીચાર કરી મન વાળ્યું.

ત્રીજે દીવશે પાવકપ્રસાદ નામનો નાગર સારંગધરને ઘેર ગયો અને કહ્યું સારંગધર કાકા કાલે જમવાનું મારા ઘેર રાખજો. સારંગધર કહે બહુ સારૂ; ત્યાંથી પરસતરાયને ઘેર ગયો અને કહ્યું પરસતરાય કાકા કાલે જમવાનું મારે ત્યાં છે. સર્વે જણ નોતરાં આપુંછું.

પરસતરાય કહે અલ્યા પાવકપ્રસાદ તારે કાલ્ય ગફલતમાં રહેવાનું કામ નથી, સઘળી સાહીત્ય તૈયાર રાખજે ( વાસુકીરાય આવે છે ) પરસતરાયે કહ્યું, કેમ વાસુકીરાય હું પાવકપ્રસાદને ઠીક કહુંછું ને ? વાસુકીરાય કહે શું ? પરસતરાય કહે કાલે એને ગફલતમાં રહેવાનું નથી. કારણ દીક્ષીત આવ્યો ત્યારથીજ આપણે તો નીશ્ચય કર્યો છે કે

આ ચોકડું ગમે તેમ કરી તેને ત્યાંજ બેસાડી દેવું.

**પાવકપ્રસાદ**—એ તો હરીનું ધાર્યું થશે.

**પરસતરાય**—હરીએ ધાર્યાં છે "હેંગોળાનાં બી" તે શેકી શેકીને ખાજે. તુ તારી મેળે જાને છાનો માનો. વધારે ડહાપણ શા સારૂ ડોળે છે ! એતો હું તથા વાસુકીરાય છીએ તો તે ધાટ તારે ત્યાંજ બેશી જશે.

**પાવકપ્રસાદ**—બહુ સારૂ, પણ જો જો પેલા બેના જેવુ ના થાય ! કારણ તેમને પણ તમે તેમજ કહેલું.

**પરસતરાય**—હવે જાને છાનો માનો ડહાપણ ડોળતો.

પાવકપ્રસાદે ઘેર જઈ મદનમહેતાની કન્યા મેળવવાના હર્ષમાં ને હર્ષમાં સઘળી તૈયારી કરી ને જમણ પહેલાંના બે જણા કરતાં અતીશે ઉત્તમ બનાવ્યું. સર્વે જણા આવી પંગત પાડીને જમ્યા બાદ પાનસોપારી ખાઇ દીક્ષીતે કહ્યું આમનો દીકરો હોય તો બતાવો. સારંગધર કહે બોલાવો તમારા ભાનુપ્રસાદને. ત્યાં પહેરાવી ઓઢાવી તૈયાર રાખેલ છોકરો તેની માએ દીક્ષીત પાસે બેસાડયો અને કહ્યું મારા છોકરામાં કાંઇ જોવાનું નથી; એની છેલાઇને લીધે લાડમાં એને છબીલો કહી બોલાવીએ છીએ. મોરનાં ઇડાંમાં ચીત્ર જોવાં પડનાં હશે ! બધો એના બાપનાજ જેવો

છોકરાને જોઈ દીક્ષીત પ્રસન્ન થયો અને મન સાથે વીચાર કર્યો કે મુરતીઓ ઘણો ક્ષાંકડો છે. ( સારંગધરને ) કેમ સારંગધર ? સારંગધર કહે ભુઝવાનું નથી. કરો ચાંડલા. ધુંચાસો તો ગોદા ખાશો; આવું ઘર અને આવો મુરતીઓ ફરી મળવાં નથી. દીક્ષીત કહે વારૂ મુરતીઆની પરીક્ષા તો કરવા ઘો.

**દીક્ષીત**—( છોકરાને ) શો અભ્યા કરો છો ?

**ભાનુપ્રસાદ**—ગુજ્જલાતી પેલી ચોપલી ! આંકમાં અગી-
આલી !

**દીક્ષીત**—નહી ! નહી ! આતો ખોબડો છે.

સારંગધર સાથે દીક્ષીત ઘેર ગયા. પાવકપ્રસાદને ખાસ્સી સો રૂપીઆની ઉઠી; તેણે મન સાથે પશ્ચાત્તાપ કર્યો, અને પેલા બે જણની માફક મન વાળ્યું; તેણે નીશ્ચય કર્યો કે ગોર કાંઇ વીવ્હા કરવા આવ્યો નથી, લોકોને ખાલી ચોળાવા આવ્યો છે; વીવ્હાનું બ્હાનું છે, આ તો મફતના માલ મારવા ફરે છે, તે શીવાય મારા છોકરાને વખોડેજ નહી, એમ ધારી મન વાળ્યું.

એ પ્રમાણે સો ઘેર જમણવાર થયા, ને સો મુરતીઆ જોયા, પણ ભગવાને એવી અકળ લીલા કરી કે એકે મુરતીઓ પસન્ન પડયો નહી, આથી નાગરો કંટાળ્યા અને માંહોમાંહી વાતો કદ્રવા માંડી કે દીક્ષીત કાંઈ વીવ્હા કરવા આવ્યો નથી આતો માલ મલીદા ઉડાવવા આવ્યો લાગે છે; આપણે આંધળા છીએ કે તેને માલ મલીદા ખવરાવીએ છીએ; હવે તો મોઢે ચઢીને વીદાયગીરી આપો. આવું આપણુને ના પાલવે, એવી વાતો કરે છે ત્યાં દીક્ષીત આવ્યા. ત્યાં સર્વે જણે મસ્કરીઓ કરવા માંડી.

**કમળાશંકર**—ગોર માહારાજ આવ્યા ત્યારથી તે આજ
સુધીમાં તમારા દીલમાં ઘણો ફેર પડયો.

**ગવરીશંકર**—હા, આવ્યા ત્યારે હાડકાંની માંચી દેખાતી
હતી. ને હવે તો મુંટી ખણે લોહી નીકળે તેવા
થયા, હાડકાં બાડકાં પુરાઇ ગયાં.

**વનુશંકર**—કેમ ના પુરાય ! રોજ ઘી સાકર ને દુધના
મશાલા ઉડે છે.

**તારાપ્રસાદ**—જઈ આવો વડનગર બે ચાર મહીના. ઘે·

શ છાશ, ને રોટલે ચઢી નરમ થાઓ ત્યારે આવજો.

**વનુભાઈ**—હવે આવો ત્યારે એ ચાર કન્યાઓનું વેવેશાળ લાવજો, એટલે વળી જુદો બહાર; નાગરો સર્વે તૈયાર છે.

ગોરે વીચાર્યું હવે અહીં રહેવામાં માલ નથી. હવે ગમે તેમ બહાનું કાઢી જવું જોઇએ. લાવ્ય મેહેતાના નામનો જુઠો કાગળ બનાવી નાગરોને બતાવી રવાને થઈ જાઉં, નહીતર હવે તો લોકો હેરાન કરશે; એવું વીચારી ઉતારે જઇ જુઠો બનાવટી કાગળ બનાવી એક બ્રાહ્મણને આપી તેને સટાક ચોરે આપવાનું કહી ગોર સટાક ચોરે ગયા.

સટાક ચોરા ઉપર ગોરની ચેષ્ટા ચાલી રહી છે ત્યાં પેલો બનાવટી કાગળ લઇ એક બ્રાહ્મણ દીક્ષીતનું નામ પુછતો સટાક ચોરે આવ્યો. ગોરે તે કાગળ લઇ વાંચ્યો. વાંચવાની કાંઇ જરૂર નહોતી. કારણ પોતાનોજ બનાવેલો હતો, પણ નાગરોને વ્હેમ ના જાય માટે વાંચ્યો અને દરેક નાગરને તે કાગળ વંચાવ્યો.

**બનાવટી કાગળ.**

પત્ર પ્રેમે જોજોરે વાંચી વીચારી
છે માંદી મરણની ખાટરે માતુ તમારી;
ત્રણ ત્રણ મહીના થયા તમોને, બેઠા કરો શું ત્યાંહી;
જલદી આવો મા તુમ માંદી, મરણ ખાટલે આંહીરે. પત્ર.
વેવેશાળ ના કીધુ હોય તો, પાછા ફરજો સાર,
મ્હોં જોવાને તુમ માતાનું, તેડાવ્યા નીરધારરે. પત્ર.

પત્ર વાંચી નાગરો ખુશ થયા, ને દીક્ષીતે નાગરો પાસે રજા માગી. સારંગધરે કહ્યું, સો વર જોયા, બીજા બસો બાકી છે; માટે એમને એમ નહી જવાય દીક્ષીતે કહ્યું બસોને બોલાવી મારા સામે હાર બંધ ઉભા રાખો. સારં-

ગધરે સર્વેને ભલામણ કરી ત્યાં જે બાકીના બસો હતા તેમને તેમના માતપીતા શણુગારી ચોરે લાવ્યા, અને ગોરના સામા હારબંધ ઉભા રાખ્યા. મુરતીઆને જોઇ દીક્ષીતે કહ્યું. આ મુરતીયાઓમાંથી મારે એકપણ કામ આવે તેમ નથી. કાગ જોડે હંસણીનો સંબંધ હું કદાપી કાળે બાંધનાર નથી, કહી સારંગધરને ઘેર જઇ, રથ જોડી, ઘોડેસ્વારોને આગળ કરી, સારંગધરને નમસ્કાર કરી ચાલી નીકળ્યા.

સટાક ચોરા ઉપર નાગરો માંહોમાંહી કહે મારા બેટા ગોરે નાગરોને સો સો રૂપીઆની ઉઠાડી, અને પાછો છોકરાને કાગડાની ઉપમા આપી, તેને તો નરચેઇયાને ઘેર મોકલો; ટીલવો જાદુવાળો છે, તે કાંઈ જાદુ કરશે તો ગોર ત્યાં પછડાશે, માટે રથ આવે ત્યારે ટીલવાની મોહોટાઇ બતાવી ટીલવાને ત્યાં મોકલવો.

અકળશંકર કહે મારો બેટો ગોર કાચો નથી, ટીલવાના બાપનુએ ટીલું ચાટી જાય તેવો છે. વીકળશંકર કહે મોકલો તો ખરા. સર્વે જણે નરસીંહરામને ઘેર મોકલવા નીશ્ચય કર્યો, જ્યારે ગોરનો રથ આવ્યો ત્યારે પાવકપ્રસાદ કહે વારૂ ગોર મહારાજ ! તમે બધાં ઘર અને બધા મુર્તીઆ જોયા પણ, અહીઆં એક નરસીંહરામ નાગરની ન્યાતનો પટેલ છે, મુરતીઓ પણ સારો છે. તે ઘર રહી જાય છે. માટે જોતા જજો, કયાંક મદનમેહેતાનું ભાગ્ય હોય તો. ગોર સારૂ કહી આગળ ચાલ્યા, ત્યાં નાગરના છોકરા કહે મહારાજ ઘર જોવા જેવું છે, ને મુરતીઓ પણ જોવા જેવો છે, માટે જોઇનેજ જાઓ, એમ મશ્કરી કરી. ગોરે વીચાર કર્યો, સર્વે જણુ કહે છે તો જોવું તો ખરૂંજ, નહીતર એક ઘર રહી જશે. છોકરાઓને પુછયું ભાઇ નરસીંહ મેહેતાનું ઘર કીયુ ? છોકરા કહે પેલી ઘોળી ધજા દેખાય છે તે. ગોરે રથ નરસીંહ મેહેતાના ઘર ભણી હાંકયો.

# પ્રકરણુ ૪ થું.




રસીંહરામના ઘરમાં ભજનની ઝડી મચી રહી છે, ને હરી કીરતન થયા કરે છે, ત્યાં ગોર આવીને બેઠા. અને કીરતન સાંભળવામાં એકતાર થઇ ગયા.

## કીરતન.

( હવે મને હરી નામથી લેહ. )

પ્રભુ તારા નામની લેહ એક લાગી.
બેઠો સંસાર વેહેવાર ત્યાગીરે—પ્રભુ.
સગાં સંબંધીની માયા નકામી છે, સ્વાર્થ તણી સર્વ માયા;
હંસો ગયા પછી ઘડી ન સંગરે, મળમુત્ર ભરેલી આ કાયારે—પ્ર.
ધન અને ધામ સઉ પડી રહેવાનાં, અંતે ન આવે સાથે કાંઇ;
પુત્ર પૌત્રાદીક મોહોની મીઠાશો, પડી રહેવાની તે આંહીરે—પ્ર.
મોહ મમતમાં પ્રાણી અમથા ફસાએ, ખાલી કરે મારૂં મારૂં;
માયા જાળ એતો નર્કનો રસ્તો, શીવપદ દાતા નામ તારૂંરે—પ્ર,

આવાં ભજન કીરતન સાંભળી તથા ઠાઠમાઠ જોઇ દીક્ષીત તો દીંગજ બની ગયો, અને મન સાથે ધન્યવાદ આપ્યો. ઘંટના નાદ, ઘડીયાળોના ઘણઘણાટ, ઢોલ; તાલ પખાજ આદી વાજીંત્રોના નાદ, કીડતાલનો સુર, શંખ અને ભેરીના નાદ આદી સાંભળી દીક્ષીત તો ઠંડો ગાર જેવોજ થઇ ગયો. નરસીંહ મેહેતા પચાસ સાધુની ટોળીમાં ઢીંચણ સુધી ઘુઘરા બાંધ્યા છે, હાથમાં કીડતાલ શોભી રહી છે, તુળશી-

ની માળાના થોક ગળામાં દીપી રહ્યાછે. ટીલાં ટપકાં શો- ભી રહ્યાં છે. એવા વેશવાળા પચાશ સાધુની વચમાં થેઇકાર કરી રહ્યા છે. તેમને જોઇ દીક્ષીતને અતિ હર્ષ થયો. વાહ ભગવાન તારી લીલા ! ઠરીને બેસવાનું ઠેકાણું તો આજ. આ ડમરાનું વન, આ તુળશીનું વન. આ ફુલઝાડનું વન, માળાઓના થોકના થોક ખીંટીઓ ઉપર શોભી રહ્યા છે, ગોપીચંદનના ઢગલા મારી મુકયા છે. ગેરૂના ઢગલાઓ પણ કરી મુકયા છે. ધન્ય છે દીનાનાથ તારી કૃતીને ! કે જ્યાં માયાનું તો નામજ નથી. નામ તો નથી તો નથી પણ માયાનો લેશ માત્ર અંશ પણ પ્રવેશી શકે તેમ નથી. જો મદન મેહેતાની પુત્રીનો વીવ્હા અહિં થાય, તો મદન મે- હેતાનાં પુરણ ભાગ્ય. આ સંત સંગતથી જુઠીબાઈ તે સાચીબાઇ થઇ જાય ને ફરીથી તેને માતાના ગર્ભવાસમાં દેહ ધારણ કરવો ના પડે. નરસીંહરામને નમસ્કાર કર્યા, અને ધન્યવાદ આપ્યો.

**ગાયન.**

**દીક્ષીત**—ધન્ય ધન્ય નરસીંહ નામ, વશ કીધા સુંદર શામ;
જેને માયાનું નહી કામ, નમુ હર્ષ ધરી.

**નરસીંહ**—કહો પધાર્યા શું કામ, સુખે રહો આણે ઠામ;
જપો નારાયણ નામ, કરી માયા પરી.

**દીક્ષીત**—હું આવ્યો વીવ્હા માટ, જોયો નાગરોનો ઘાટ;
પણ નહી આવો ઠાઠ, જોયું ફરી ફરી.

**નરસીંહ**—શું જોયો મારો ઠાઠ, છે અખાડાનો ઘાટ;
ધારી મોક્ષ તણી વાટ, પ્રીતે ભજીએ હરી.

**દીક્ષીત**—આવું જોઇ મન મોહ્યું, પ્રભુ દર્શનમાં ચીત પ્રોયું
ભવ ભયનું દુઃખડું ખોયું, પ્રભુ દર્શન કરી.

ઉપર પ્રમાણે મેહેતા તથા દીક્ષીતને વીવાદ ચાલી રહ્યો છે તેની ગડબડ મેહેતીના કાને ગઇ, અને વિચાર કર્યો કે કદાપી દીક્ષીત તો નહી હોય? ના! ના! લોકો સો સો રૂપીઆ ખરચીને દીક્ષીતને આંગણે તેડે છે, ને પોતાના છોકરા બતાવે છે. આપણી પાસે કયાંથી હોય કે દીક્ષીત આપણે બારણે આવે! આમ વીચાર કરતી હતી ત્યાં અવર જનનો સ્વર સાંભળી મંદીરમાં ગઇ. અને દીક્ષીતને જોઇ તેને આદરમાન આપ્યું, અને કહ્યું દીક્ષીત પધારો.

**દીક્ષીત**—કોણ માણેકબાઇ?

**માણેકબાઈ**—હા ગોર મહારાજ. તમે મારૂં નામ કયાંથી જાણો?

**દીક્ષીત**—અમમાં ત્રણ મહીનાથી આવ્યો છું ને નામ કાંઇ ઢાંકયું રહે છે?

**માણેકબાઈ**—કહો, કેમ પધારવુ થયું છે?

**દીક્ષીત**—હું વડનગરથી મદનમેહેતાની કુંવરી જુઠીબાઇનું સગપણ કરવા આવ્યો છું

**માણેકબાઈ**—(નરસીંહરામને) સાંભળો આ દીક્ષીત કહે છે તે. ઘડી તમારો કકળાટ બંધ રાખો.

**નરસીંહરામ**—કહો શું છે?

**માણેકબાઈ**—આ દીક્ષીત મદનમેહેતાની પુત્રી જુઠીબાઇનું વેવૈશાળ કરવા વડનગરથી આવ્યા છે.

**નરસીંહરામ**—તેનું શું છે?

**માણેકબાઇ**—તેમની જોડે બેસી વાતો ચીતો કરો. ભજન એક ઘડી પછી કરજો.

**નરસીંહરામ**—(ભગવાનને મેં ના કહી હતી કે મારે સંસારમાં જવું નથી, ને માયા વ્હોરવી નથી. જો ત્યાં હોત તો કોઇ કેહેનાર કે સાંભળનાર હતું)

વારૂ ! દીક્ષીત કહો તમારે શું કામ છે ?

દીક્ષીત— મરાઠી સાખી.

વૈકુંઠપુરી સમ આ મંદીર, પ્રભુ બીરાજ્યા પ્રીતે,
હરી ભક્ત તમો હરી રૂપ છો, નામ હરી એક ચીતે,
તેથી ખુશી થઈ, વેવૈશાળ હું કરૂ અહી—તેથી.

મદન મેહેતાની જુઠી તનયા, નોતમ સાધુ તનથી;
વીવ્હા કરવા નીશ્ચય ધાર્યો ફરે નહી કદી મનથી,
વેહેંચો ગોળ ધાણાં, લ્યો આપુ શ્રીફળ નાણાં–વે.

નરસીંહરામ—અરરર ! આ શું બોલ્યા ? કાંક વિચાર તો કરો. ઘર ભુલ્યા, ગામ ભુલ્યા, કે દીશા ભુલ્યા ?

દીક્ષીત—ભક્તરાજ ! એમ શા માટે કહો છો ? ઘરે નથી ભુલ્યો, ગામે નથી ભુલ્યો, ને દીશાએ નથી ભુલ્યો.

નરસીંહરામ—દીક્ષીત અમારી ન્યાતમાં ઘણા પૈશાવાળાનાં ઘર છે. જેમને હીરા મોતીની માળાએ છે. તથા તેમના દીકરા કસબી પીતાંબર, ને તેવા દાગીના પહેરી ન્યાતમાં જમવા જાય છે. એવા તમારી નજરમાં ના બેઠા તો આતો વાવા ટોપી પહેરી, લંગોટી વાળી, ગોપીચંદનનાં ટીલાં કરી તુળશીની માળા ઘાલનાર છે, તે તમારી નજરમાં શું આવશે ?

દીક્ષીત—મારે તો તેવાનેજ કન્યા દેવી છે, જેથી કન્યાનો જન્મ સફળ થાય.

**નરસીંહરામ**--કોઇ પૈશાવાળો જુવો પૈશાવાળો.

**દીક્ષીત**—( દુઃખની વીજળીએ કુમળી ) એ રાહ.

સત્ય ભગત જાણ્યા સહી, પ્રભુ પ્યારા;
રોહોછો જગત સકળથી ન્યારા,
કર્યા વશ ભગવાન. સત્ય.
નટખટ નાગર ન્યાત સર્વે જોઇ,
નહી પેખ્યા તમ સમ કોઇ,
પર્મ વૈષ્ણવ જન; સત્ય.
ઇર્ષા કપટને લોભ કદી નહી પીડે,
આશા તૃષ્ણા અળગી હીંડે,
દંભ દાખે ન દુઃખ; સત્ય.
તન મન ધન અર્પણ કર્યું પ્રભુ ચરણે,
સુરવર મુનીવર ગુણ વરણે,
શંભુ કરે વખાણુ; સત્ય.
કાળ તણી નહી બીક કદીએ નડતી,
દેખુ જુઠીઆઇની ચઢતી,
મળ્યા તમ ઠામ; સત્ય.

---

**નરસીંહરામ**—ભલે મને ગમે તેવો સમજી આરે ઘેર કન્યા આપો, પણ અહીં આવીને ખાશે શું ખાશે ?

**દીક્ષીત**--મેહેતાજી જે મઠ બાજરીનું ઢેબરૂ તમો ખાશો તે તે ખાશે.

**નરસીંહરામ**—અરે ! અહીંતો મઠનોએ નથી ને બાજરીનોએ નથી ! કદાપી કોઇ શેવકનું શીધુ આવે તો લાડવાએ કરીને ખાઇએ, નહી તો ત્રણ ત્રણ દીવશના કડાકા થાય.

**દીક્ષીત**--તમો ત્રણ દીવસના કડાકા કરશો તો અમારી

દીકરી ચાર દીવસના કડાકા કરશે.

**નરસીંહરામ**—દીક્ષીત ! હાથે કરીને દીવો લઇ કુવામાં કેમ પડોછો ? ને બીચારી મદન મેહેતાની કુંવરીને પણ શું કરવા કુવામાં નાંખો છો ?

**દીક્ષીત**—હું કુવામાં પડતોએ નથી; તેમ મદનમેહેતાની દીકરીને નાંખતોએ નથી; પણ ઉલટો સંસારના માયારૂપી કુવામાંથી બહાર કાઢું છું જ્યાં તમારા જેવા મહાત્મા નીરંતર થેઇથેઇકાર કરી રહ્યા છે તે ઠેકાણે મદનમેહેતાની દીકરી ગઢીભર ઉભી રહેશે, તો એનાં કોટાનકોટી જન્મનાં કરેલાં પ્રાયશ્ચિત બળીને ખાખ થઈ જશે, ને ફરીથી એને અવતાર ધારણ કરવો નહી પડે.

**નરસીંહરામ**--દીક્ષીત પસ્તાસો ?

**દીક્ષીત**--પસ્તાઈશ નહી પણ હરખાઇશ.

**નરસીંહરામ**—પણ મદનમેહેતાને પુછ્યું છે ? મારા જેવા ગરીબ વેરાગીને ત્યાં કન્યા આપો છો તે ઠબકો મળશે.

**દીક્ષીત**—તમોને ગરીબ કોણ કહે છે ? જેને સામળીઆની સાહ્ય તેને ગરીબ કોણ કેહેનાર છે ?

છપો

સોનુ રૂપુ તેહ, નહી લક્ષ્મી કેહેવાયે,
માટીની પેદાશ, છેવટે માટી થાયે,
ચળીત તેની જાત, નહી તે ઠામે ઠરતી;
વેસ્યા સ્ત્રીની પેઠ, નીત્ય ઘરોઘર ફરતી;
અવિચળ ભક્તી પ્રભુ તણી, સાચી લક્ષ્મી જાણવી,
જેઠો કહે ભવબંધ ત્રોડી શીવસુખ પદવી માણવી.

માટે મેહેતાજી બધી વાત જવા દઇ શામળશાને એ-

લાવો કે ઝટ ચાંડલો કરૂ. મેહેતા કહે તમારી મરજી (પર-મોદદાસઆવાને) પરમોદદાસ જાઓ શામળીઆને બોલાવી લાવો, બાવો શામળીઆને તેડવા ગયો; નીશાળે જઇ મેહે-તાજીને કહ્યું, શામળીઆને મોકલો, એનો વિવ્હા કરવાનો છે! દીક્ષીત ખોટી થાય છે. મેહેતાજીએ વિચાર્યું ભગતડે શી હીમ્મત ભીડી છે? આવા પૈસાવાળા તથા વગવસી-લાવાળાને ઘેર વીવ્હા ન થાય, ને આ વેરાગીને ઘેર વીવ્હા થશે. જગતમાં કોઇની તૃષ્ણા તુટી નથી ને તુટ-વાનીએ નથી. શામળીઆ જો તારો વીવ્હા આજ થશે તો હું મારી ઉલટથી નીશાળની છુટી મુકીશ જા.

શામળીઓ પાટી ઉપર ધુળ નાંખી બારાખડી ઘુંટતો હતો તેને રજા આપી, કે એકદમ ઉભો થયો ને ઓચીંતી પાટી ઉંધી વળી. તે બધી ધુળ તેના શરીર ઉપર પડી, ને આખું શરીર ધુળધુળ થઇ ગયું. ટુંકડું પોતીયું પહેર્યું છે, સતર થીગડાંની બંડી પહેરી છે, ગોપીચંદનનું ટીલું કર્યું છે, તુળશીની માળાનો થોકડો ગળામાં ઘાલ્યો છે, ઉપરથી પરસેવાના રેલા ઉતરે છે, લાળને લીંટ દદડે છે, તે શામ-ળીઓ સડડ સડડ લેતો જાય છે, ને પરમોદદાસની પાછ-ળ દોડતો જાય, તે પરમોદદાસે પાછુ વાળીને જોયું. અને વીચાર કર્યો; આતે દીક્ષીતની નજરમાં કયાંથી આવશે? અને વીવ્હા તે શી રીતે થશે? વિવ્હા કરવા તેડાવ્યો છે પણ કદાપી કાળે આ મુર્તી પસંદ પડવાની નથી.

ભગવાને વિચાર્યું, જો આ વેશમાં શામળશાને દીક્ષીત જોશે તો પરમોદદાસના મનમાં છે તેમજ થશે; અને જો તેમ થશે તો મારા ભક્તની લાજ જશે, માટે દીક્ષીતને પ-સંદ પડે તેવો સ્વરૂપવાન બનાવું. આવો વિચાર કરી પ્ર-ભુ દોડતા શામળીઆ પાસે આવ્યા, અને સુંદીર વસ્ત્રો પે-

હેરાવ્યાં અને સુર્યનારાયણને હુકમ કર્યો કે તારી સોળ ક-
ળામાંની એક કળાનું તેજ શામળશામાં મુકો. સુર્યનારાયણે
એક કળાનું તેજ શામળશામાં મુકી દીધું. ઉમદાં વસ્ત્રો અને
સુર્યનારાયણની એક કળાનું તેજ પછી તેની સુંદરતામાં
બાકી શી રહે? ભગવાનના પોતાના ચારે હાથ જેના ઉ-
પર હોય તેને શી વાતની નુન્ય હોય? પરમોદદાસ વીવ્હા
નહી થાય તેના વીચારની ધુનમાં ને ધુનમાં ચાલ્યો જતો
હતો; તેણે પાછું ફરી શામળશા તરફ જોયું ને એકાએક
આવો અજબ ફેરફાર જોઇ વીચાર કર્યો કે આ શું? ઘડી
પહેલાં શું દેખતો હતો ને હાલ શું જોઉ છું? ઇશ્વરની
લીલા અગાધ છે. ધન્ય છે પ્રભુ તારી કૃતીને અને તેના
વિચાર જે માયાવી હતા તે વીચાર આથી ફેરવાઇ ગયા
અને પ્રભુ પ્રત્યે, પુર્ણ આકીનવાળો થયો, અને ત્યારથી
જે કાંઇ માયાનો અંશ હતો તે દુર કર્યો અને તેથી છે-
વટમાં ઇશ્વરપદને પ્રાપ્ત થયો.

શામળીઆને તેડી પરમોદદાસ ઘેર આવ્યા. જેવો
શામળીઆને જોયો તેવોજ દીક્ષીત તો તેના રૂપથીજ અં-
જાઇ ગયો, અને આભો થઇ ગયો. મન સાથે વિચાર કર્યો
કે સાક્ષાત સુર્યનારાયણ તો પધાર્યા નથી? પરમોદદાસે
કહ્યું, દીક્ષીત મહારાજ! આ અમારો શામળીઓ આવ્યો.
પરમોદદાસનું વચન સાંભળી દીક્ષીતનો સંદેહ ટળ્યો અને
કહ્યું અહાહાહા! શું સ્વરૂપ! શી કાન્તી? જો આ વરને
આ ઘર ભગવાને મને પ્રથમ દેખાડયો હોત તો મારે ત્રણ
સાલ ત્રણ મહીના સુધી અભાગીઆઓનાં મોઢાં શા માટે
ઉઘડાવવાં પડત?

મેહેતી કહે દીક્ષીતજી, સારા નરસાનો મુકાબલો થયો?
અધી ન્યાત ફર્યા પણ અમારા જેવું ઘર એકે નહી. મા-
રા વડ સસરાનીજ ન્યાતમાં શેઠાઇ. આમણે ભક્તિના લક્ષ-

ણમાં ભળીને બધુ કાઢી નાંખ્યું, નહી તો ન્યાતમાં અમને (નરસીંહ મેહેતાને) કોઇથી ચું ન થાય.

દીક્ષીતે કંકુનો ચાંદલો કરી રૂપીઓને નાળીએર શામળીઆના મ્હોં આગળ મુકયું. અને મેહેતાજીને કહ્યું મેહેતાજી? હવે ગોળ, ધાણા, સોપારીઓ, ખારેક, પતાસા મંગાવો; પાંચ બઇરાં બોલાવી આણંદ મંગળનાં ગીત ગવરાવો. મેહેતા એક હાથે માથું ખણુતા જાય છે અને કહે છે કે ગોળને ધાણા ને સોપારીઓ ખારેકોને બધુએ...... (ઘરમાં પૈ નહી તેથી માથુ ખણાય) મેહેતી કહે રોજ ઢોલકાં વગાડો છો ને ભેટો આવે છે તે સાધુના ભંડારામાં વાવરી નાખોછો, તે જો આજ હોય તો કામ ન લાગે?

મેહેતા કહે તમારે હમારા ભંડારાની વાત કરવી નહી. મેહેતી કહે તો આજે ગોળ ધાણા લાવવા પૈસો સરખો પણ પાસે નથી. મેહેતા કહે ભગવાન તો છેને? ને સંતને મ્હોઢે ગયું એ કયાં કમજરે ગયું છે? દીક્ષીતે વીચાર્યું; ઘર રૂડું, વર રૂડો, પણ પૈસો નથી; દીક્ષીતે પોતાની પાસેથી પચાસ રૂપીઆ કાઢી નરસીંહ મેહેતાને આપ્યા અને કહ્યું, લ્યો મેહેતાજી, જે જોઇએ તે મંગાવો. મેહેતાને રૂપીઆ મળ્યા એટલે તેમણે તરત સાધુઓને કહ્યું; ધર્મદાસ, શાન્તિદાસ, પરમોદદાસ, નીતીદાસ, ભગવાનદાસ, સાધુ હાથ જોડી કહે મહારાજ! મહારાજ! મહારાજ! મેહેતા કહે શામળીયો પરણવાનો હશે તો પરણશે, નહી તો ધુળ નાંખી. કાળી રોટીને દુધપાકનો ભંડારો કરી મારા ભગવાનને ભોગ ધરાવો ભોગ. મેહેતી કહે ઠાકોરજીને ભોગ પછી ધરાવજો પણ વીવ્હાની સામગ્રી તો મંગાવો; મેહેતા કહે બધુંએ પછી પણ પેહેલા મારા ભગવાન પછી વીવ્હા. દી-

ક્ષીત કહે માણેકબાઇ લ્યો આ પાંચ રૂપીઆ બીજા, તેમાં-થી તમારે મંગાવવું હોય તે મંગાવો. પણ એ રૂપીઆનું તો મેહેતાજી કરે છે તે કરવા ઘો, મારૂ એવું ભાગ્ય ક્યાંથી કે જેવા રૂપીઆ આપ્યા તેવા ભગવાનની ભોગ સામગ્રી અને સંતોને મોઢે જાય. મેહેતી કહે જેટલા આવે છે તેટલા એમજ વાપરી નાંખે છે. એક પાઇ સરખી પણ રહેવા દેતા નથી. કોણ જાણે શી ભરમણા થઇ છે, કે સં-સાર વેહેવારનું તો ભાનજ નથી, મેહેતાજી સાધુઓને લઇ સટાક ચોરે આવ્યા. નાગરો કહે ક્યાં ચાલ્યો ટીલવા ? અલ્યા ક્યાં હેંડયો ભગતડા ? મેહેતાજી કહે જઇશુ ગોળ, ધાણા, સોપારીઓ, ખારેકો, પતાસાં અને કંકુ લેવા. ના-ગરો કહે અલ્યા શું કરીશ ? મેહેતાજી કહે કેમ શું કરીશ? આપણા શામળીઆનો વીવ્હા કર્યો. નાગરો કહે ક્યાં ? નરસીંહ મેહેતા કહે વડનગર મદનમેહેતાને ઘેર. નાગરો કહે કર્યું તારા બાપનું કપાળ. જુઠો જુઠો જનમારો જુઠો. નરસીંહ મહેતા કહે તેમ તો તેમ; મેં તો જે હતુ તે કહ્યું. તમો ના માનો તો તમો જાણો કહી મેહેતા ગયા.

નાગરો માંહોમાંહી વાતો કરવા લાગ્યા કે આ કહે છે તે વાત સાચી હશે ? શંકાપ્રસાદ કહે જુઠું, તદ્દન જુઠું. પાવકપ્રસાદ કહે ભાઇઓ તમે તેમ કહો પણ નરસઇઓ જુઠું બોલતો નથી. ત્યાં બે ચાર જણે કહ્યું તમો તો પર-સાદીયા ભગત છો. પરસાદીયા તમને પરસાદ વધારે આ-પતો હશે એટલે એનું સારૂજ બોલોને, આપણા ધનવાન નાગરોના ઘરમાંથી એકે ઘર દીક્ષીતને પસંદ આવ્યું નહીં તો એ ભીખારીનું ઘર ક્યાં પસંદ પડે. પાવકપ્રસાદ કહે હું કહું છું તે સત્યજ છે, નરસીઓ કદી જુઠું બોલેજ નહી; બ્રહ્માંડ ફરે પણ નરસીઓ જુઠુ બોલે નહી. ને તે વાતની

ખાત્રી કરવી હોય તો ખાત્રી કરો એટલે જણાશે.

પાંચ સાત જણા દર્શનને બ્હાને નરસીંહ મેહેતાના મંદીરમાં ગયા સામળીઆના કપાળમાં કંકુનો ચાંલ્લો, ખોળામાં રૂપિઓને નાળીએર, અને સામો દીક્ષીતને બેઠેલો જોઇ તેમનાં મોઢાં ફીકાં પડી ગયાં. સટાક ચોરે આવી કહ્યું, સારંગધર, દીક્ષીતે સાતસેં ઘરનું નાક લીધું તમારા ભાઇબંધનું ઠીક ન થયું. આપણામાંથી એકે વર અને ઘર એને પસંદ નહી આવ્યું, ને છેવટે મારા બેટા ભીખારીનું ઘર પસંદ આવ્યું, તે ત્યાં જઇ ભગતડાના છોકરાનું વેવૈસાળ કર્યું. જાત ભીખારીનીને, એટલે ભીખારી વગર બીજા ક્યાંથી પસંદ આવે.

**સારંગધર**—તમો ગભરાઓછો શું કરવા? એ વેવૈશાળ રેહેવાનું નથી. એતો હું મદન મેહેતાને કાગળ લખુશું કે તરત વિવ્હા—ભાગશે. વિઘ્નસંતોષરાય કહે એમ થાય તો સારૂ; નહી તો મદન મેહેતાનું બગડશે. એ બ્રાહ્મણો તો ગમે તેમ આડા ગોળો વળ્યો હશે કે જાદુમાં અંજાણો હશે. પણ મદન મહેતાની છોડી કુવામાં નાંખી.

**સ્વાર્થરાય**—આપણે પ્રથમ નહોતા કહેતા કે ટીલવો જાદુવાળો છે? ને તે જુવો એમજ થયુને બ્રાહ્મણો જતાવેંત જાદુમાં ગળી ગયો અને ટપ દઇને વેવૈશાળ કર્યું. કપટરાય કહેતો કાગળ લખો હાલને હાલ બ્રાહ્મણને મોકલો વડનગર.

**સારંગધર**—લાવો ખડીઓ કલમ અને કાગળ, ને બોલાવો બ્રાહ્મણને હાલ કાગળ લખુશું, એ વેવૈશાળ ક્યાં સુધી ટકે છે તે તમે જોશો. કાગળ પ-

હોંચ્યો કે વીવ્હા ભાગ્યો સમજો, નાગરોએ
ખડીઓ કલમ ને કાગળ સારંગધરને આપ્યાં
સારંગધર કાગળ લખવા બેઠો.

**ગાયન**

( ગ્રહી ગજબ ખરે ) એ રાહ

કર્યો ગજબ ખરે (૨) દીક્ષીતે લાલચમાં ઉંધું માર્યું;
જઇ વટલેલ ઘરે (૨) વેવૈશાળ ત્યાં પરભાર્યું ઉતાર્યું,
જઇ ઢેડ તણે ઘેર ભજન કરે, નાગર ન્યાતીથી નાહી ડરે;
નાચી ખુદીને પેટ ભરે- કર્યો.
ઘર સારાં સારાં હતાં ઘણાં, મુરતીઆમાં નહોતી કાંઇ મણા
પણ વિચાર ઉંધા દીક્ષીત તણા- કર્યો.
કાળો કદરૂપો પુત્ર તેને, નવજ્ઞાતી બોલાવે એને;
નહી ખાવા એકદીતું જેને— કર્યો.

કાગળ લખી બ્રાહ્મણને વડનગર વિદાય કેર્યો; ત્યાં બ્રાંન્તીરાયે કહ્યુ, સારંગધર જો આમનેઆમ રોજ જાદુ ચલાવે તો આપણી ન્યાતનું માન ઘટે, માટે તે ટીલવાને તો ઠેઠ પહોંચાડવો જોઇએ. સારંગધર કહે શી રીતે કરવું ? નાગરો કહે શી રીતે શું ? તમો જાઓ માંડળીક રાજા પાસે અને કહો કે નરસીઓ ભગત નથી, પણ જાદુગર અને ધુતારો છે. વડનગરથી દીક્ષીત આવ્યો હતો તેને કોણ જાણે શુંએ જાદુ કર્યું કે અમારા નાગરોના ત્રણશો છોકરામાંથી એકે છોકરો પસંદ પડયો નહી, ને છેવટે પોતાને ઘેર વેવૈ-શાળ ઉતાર્યું ? તે ભજનને બાંહાને ઘણાં ઘણાં કુકર્મો કરે છે, માટે તેને માટે યોગ્ય બંદોબસ્ત થવો જોઇએ.

**સારંગધર**—તે ખરૂ હું તથા વિઘ્નસંતોષરાય બંન્ને મળી માંડલીક રાજાને અરજ કરીએ, એટલે સ-

મજો કે તેનું કાટલું માંડળીક રાજા કાઢી નાંખશે, અને બારોબારથી તે કામ પતી જશે બીજા નાગરો કહે, એ ટીલવા પાસે એવી મોહની છે, કે જે ગયો તે આંધળોભિંત! જે ગયો તે આંધળોભિંત! માંડળીક રાજાને પણ તેમ આંધળોભિંત કરી નાંખશે.

**વિન્ધસંતોષરાય**—કર્યું એના બાપનું કપાળ. નોઘ દીક્ષીત જેવો મુરખો, કે આંધળોભીંત થાય રાજ્યનો ધણી છે રાજ્યનો.

**સારંગધર**—વખત આવ્યે વિન્ધસંતોષરાય સાથે માંડલીક રાજા પાસે જઇ અરજ કરવી, તેમાં ભુલ આવવા દેવી નહી. એ વિચાર નક્કી કરી સારંગધર પોતાને ઘેર ગયો.

મેહેતાજી સાધુઓ સાથે સામાન લેવા ગયા હતા, તે લઇને ઘેર આવ્યા, અને રસોઇ કરી ઠાકોરને થાળ ધરાવી પરસાદ લઇ પરવારી રાત્રીએ કીરતન કરી નીંદ્રા લીધી. દીક્ષીત આથી બહુજ પ્રસન્ન થયો; અને સર્વે મોડી રાત્રીએ સુઈ રહ્યા; સવારમાં વેહેલા ઉઠી ખટકર્મથી પરવારી દીક્ષીતે રજા માગી.

**દીક્ષીત**—મેહેતાજી! મારે તમારી પાસે કાંઇ માગવું છે.

**મેહેતાજી**—જે જોઇએ તે માગી લ્યો, ગોપીચંદનં, ગેરૂ, તુળશીની માળાઓ શું જોઇએ બોલો?

**દીક્ષીત**—ભક્તરાજ! હું માગુ અને કદાચ આપ ના કહો ત્યારે?

**મેહેતાજી**—એ શું બોલ્યા ? તમારાથી શું વિશેશ છે, કહો શું જોઇએ ગોપીચંદન જોઇએ ? આપો લ્યા બે મણ ત્રણ મણ ગોપીચંદન.

**દીક્ષીત**—મારે ગોપીચંદન ન જોઇએ.

**નરસીંહમહેતા**—ત્યારે શું ગેરૂ જોઇએ ! આપો લ્યા અ ધમણ મણ ગેરૂ.

**દીક્ષીત**—ધન્ય છે ભક્તરાજ ! જે તમારી પાસે હાજર તે આપવા તૈયાર છો. દુનીયાની મોહજાળમાંથી ભાગ્યાના ભેરૂ તો તે બેજ છે, ગોપીચંદનને ગેરૂ પણ મારે તે પણ ના જોઇએ.

**નરસીંહમહેતા**—ત્યારે શું જોઇએ ? ઢોલક, ઝાંજ, પખાજ તંબુરો, તાળ, કીડતાળ ઘુઘરા ?

**દીક્ષીત**—ના, તે પણ ના જોઇએ.

**નરસીંહમહેતા**—ત્યારે કહો શુ જોઇએ ? કહ્યા વિના શી રીતે સમજાય; હું કાંઇ પરમેશ્વર નથી.

**દીક્ષીત**—ભક્તરાજ ! તમો ભગવાન નથી તે ખરૂ છે, પણ ભગવાન તમને મળ્યા છે, અને તમારે આધીન છે.

**નરસીંહમહેતા**—ગોર મહારાજ એ શુ બોલ્યા ? જે ભગવાન મહા મુનીઓના સ્વપ્નામાં પણ ના આવે તે ભગવાન મારા સુધી કયાંથી હોય ? હું તો એક પામર જીવ છું, ને તેના ગુણ ગાઉં છું.

**દીક્ષીત**—જુઠુ બોલો તો ભલે. પણ મારી તો ખાત્રી છે

કે તમને ભગવાન મળ્યા છે, અને તે તમારો વશ છે.

**નરસિંહમેહેતા**—મળ્યા છે, કહો કેમ કરવા છે?

**દીક્ષીત**—હે માહાત્મા! દર્પણ વિના પ્રતિબિંબ નજ દેખાય, વાડ વિના વેલો નજ ચઢે. સુર્યના કીરણુને રૂ બાળવાની શક્તિ છે, પણ તે આડા કાચ રાખવાથીજ બળે છે; તેમજ હે ભક્તરાજ! આ જ અવતારમાં મૃત્યુ પહેલાં મને એકવાર શ્રી કૃષ્ણના દર્શન કરાવવાનું વચન આપો. મારી ઈચ્છા એકવાર શ્રી કૃષ્ણ ભગવાનનાં દર્શન કરવાની છે, તે તમો પુરી પાડો; ને તે આપના શીવાય પાર પઢવાની નથી માટે એકવાર કહો કે હું ભગવાનનાં દર્શન કરાવીશ.

**નરસીંહમેહેતા**—ઓહો! એજ કે બીજું. લ્યો વચન. જાઓ હું શામળીઆને પરણવા આવીશ, ત્યારે તમને ભગવાનનાં સાક્ષાત દર્શન કરાવીશ.

**દીક્ષીત**—લ્યો હવે હું રજા લઇશ, કહી દીક્ષીત વીદાય થયા

**નરસીંહરામ**—(આવી લપોથી હું થાક્યો. મારા ભજનમાં ભંગ પડયો અને મારો વખત વૃથા ગયો.) સંતો આવો, કુડો પડો કુડો રાધેકૃષ્ણ, રાધેકૃષ્ણ, ભજે રાધેકૃષ્ણ, રાધે. ( ભજનની શરૂઆત થઇ. )

---

## પ્રકરણ ૫ મું.



આ રંગધરે મોકલેલો બ્રાહ્મણ વડનગર જાય છે. ત્યાં ભગવાને વિચાર્યું, કે જો દીક્ષીતના જતાં પહેલાં તે જશે તો મદન મેહેતા ઉંધું સમજશે; માટે તે દીક્ષીત પહોચ્યા પછીજ પહોંચવો જોઇએ. એવો વિચાર કરી તાવને મોકલ્યો; તાવે બ્રાહ્મણને સપડાવ્યો, તે બાપલીઆ પોકારતો રસ્તામાં જ રહ્યો. દીક્ષીત વડનગર આવ્યો, અને જુઠીબાઇના સગપણની વધાઇ મદનમેહેતાને કહી. દીક્ષીતને જોઇ મદનમેહેતા હરખાયા. અને કહ્યું દીકરીનો વીવ્હા કર્યો?

**દીક્ષીત**—હા! કર્યો.

**મદનમેહેતા**—કયાં કર્યો?

**દીક્ષીત**—નરસીંહમેહેતા ઇશ્વરના પરમભક્ત ન્યાતના પટેલને ઘેર કર્યો.

**મદનમેહેતા**—વાર સુરતીઓ કેવો છે?

**દીક્ષીત**—સુર્ય સમાન કાંન્તિદાર.

**મદનમેહેતા**—ઘરમાં પૈસા કેવા છે?

**દીક્ષીત**—પૈસા નથી.

**મદનમેહેતા**—થોડા ઘણાએ? બે ચાર હજાર?

**દીક્ષીત**—બે ચાર હજારતો શુ પણ બે ચાર પઇઓએ નહી.

**મદનમેહેતા**—છેક ગરીબ?

**દીક્ષીત**—ત્રણ ત્રણ દીવસના કડાકા થાય તેવો.

**મદનમેહેતા**—અરેરે ! એવું શામાટે જોયું !

**દીક્ષીત**—એવું ના જોયું હોત તો ઘરે સારૂં ના મળત અને વરે સારો ના મળત.

મદનમેહેતાની સ્ત્રી કહે ભલે જોયું; મુરતીઓ સારો છે, તો વરમાંથી ઘર થશે. આપણી પાસે પૈસો છે તે તેનોજ છેને? આપણે કયાં બે ચાર છોકરાં છે! જે છે તે છોડી અને જમાઈ ઉપરજ છેને ? પણ વર સારો મળ્યો તેથા મને પુરણ સંતોષ થયો છે. દીક્ષીત રજા માગી ઘેર ગયો, અને મદનમેહેતાની સ્ત્રીએ મદનમેહેતાને કહ્યું હવે લગનની સામગ્રી કરવા માંડો. લગન તાકીદે કરી નાંખવું છે; હવે દહાડા ભાગવા નથી. મદનમેહેતા કહે સારૂં મહુરત જોઇ લગ્નકાર્યનો સમારંભ કરીશું. એવું કહી મેહેતીને ખુશી કર્યાં, અને મેહેતા લગ્નના વીચારમાં પડયા.

બીજે દીવસે સવારમાં મદનમેહેતા ઓટલે દાતન કરવા બેઠા છે તે અરસામાં સારંગધરે મોકલેલો બ્રાહ્મણ આવી પ્હોંચ્યો, અને મદનમેહેતાનું ઘર પુછતો પુછતો મદનમેહેતાને ઘેર આવ્યો. મદનમેહેતા પાસે આવી તેણે સારંગધરના નમસ્કાર કહ્યા.

**મદનમેહેતા**—મારો દીક્ષીત જુનાગઢથી કાલેજ આવ્યો અને તમને પાછળ તુરત મોકલ્યા તેનું શુ કારણ

**બ્રાહ્મણ**—(કાગળ આપી) લ્યો ! વાંચશો ત્યારે જાણશો !

મદનમેહેતાએ કાગળ વાંચવા માંડયો, ને વાંચીને તેને રોમ રોમ જવાળા પ્રગટી ને દીક્ષીત ઉપર ઘણોજ ગુસ્સે થયો. અને તેને બોલાવા નોકરને મોકલ્યો; પોતે ઘરમાં ગયા; અને પોતાની સ્ત્રીને કહ્યુ દીક્ષીતે તો આપણું ઘણું ભુરૂં કર્યું છે; હું આવો કૃતઘ્ની જાણતો નહોતો જુવો આ

કાગરા નાત્યબારીઆને ઘેર સારંગધરના ઉપરવટ થઇને વેવૈશાળ કર્યું છે. ને તેણે મારા ભરોંસાનો ખોટો ઉપયોગ કર્યો છે તેની તે આવે ત્યારે વાત. એટલામાં નોકર દીક્ષીતને તેડીને ઘરમાં આવ્યો.

**મદનમેહેતા**—( ક્રોધાયમાન થઇને ) ના કહેવરાવ ના કહેરાવ, વરસીંહના ઘરનો વિવ્હા મારે કબુલ નથી રાખવો. ના કહેવરાવ.

**દીક્ષીત**—છે શું ! આમ આકળા કેમ બન્યા છો ?

**મદનમેરતા**—બસ, કહું છુ કે ના કહેવરાવ; તારી કૃતઘ્નતાં હમોને માલમ પડી ચુકી.

**દીક્ષીત**—શી, તે તો કહો !

**મદનમેહેતા**—લે, જો આ કાગળ.

**દીક્ષીત**— ગાયન

**ક્ષત્રીકલંક**

જોયો કાગળને જોયો લખના-પ્રપંચી પાપે પેટ ભરેરે;
રાખે ભગત ઉપર પુરો ખાર-ખારે કરીને બળી મરેરે.
જોઇ નાગરની આખી મેં તો ન્યાત—પ્રપંચી.
ધન્ય ધન્ય નરસઇની જાત-ખારે.
જુઠું લખ્યું જુઠા સહીઓના કરનાર-પ્રપંચી.
જેને ઘેર કાળા કુરૂપ કુમાર-ખારે.
જોયા ત્રણસે મુરતીઆ ધારી મન-પ્રપંચી.
પણ દેવરૂપ નરસઇયાનો તન-ખારે.
ધન્ય નરસઇયા સાચુ હરી તાન-પ્રપંચી,
જેણે વશ કીધા ભગવાન-ખારે.
ધન્ય સંબંધનો અતિ ઉતમ લાગ-પ્રપંચી.

હું તો જાણું છું મેહેતાજી તુમ ભાગ્ય-ખારે.

**મદનમેહેતા**—કેયો અવિચાર ! શું એવા ભ્રષ્ટથી રાજ્યના દીવાનનો સંબંધ ? શું કુરૂપ સુરતીઆ સાથે દેવ કન્યાનો સંબંધ ? આ બધા નાગર જુઠા ને તમે એકલા સાચા !

**દીક્ષીત**—હા ! હા ! હુ સાચો ને તેઓ બધા જુઠા.

## મરાઠી સાખી

ઈર્ષાવંત થઈ નટખટ નાગર, કાગળ આ મોકલાવ્યો;
મુરખ વરને દઇ જુઠીબાઇ, મોહોટપ લેતાં ન ફાવ્યો;
શું બોલો તમે ખોટું તે કેમ કરીએ અમે.

**મદનમેહેતા**— રાગ ઉપરનો.

નાત્ય બહાર છે એ નરસઇઓ, તેને કન્યા કેમ દઇએ;
કન્યા દેતાં તેતા કુંવરને, ન્યાત બહાર અમો રહીએ;
દેવી કન્યા શી પેર, ઓછવ કરે જઈ ઢેડને ઘેર.

**દીક્ષીત**— રાગ ઉપરનો.

કાગળ ઉપર સહીઓ જુવો, તે સઉને હું જાણું,
ધન્ય ધન્ય છે ભક્ત નરસઇઓ, શું હું મુખે વખાણું
વર ત્રણુસો સહી, પણ શામળશા તુલ્ય એકે નહિ.

દીક્ષીત કહે મેહેતાજી શોચ ના કરશો. સારંગધરને ઓળખ્યો, અને આ સહીઓ કરનારાઓને ઓળખ્યા બધા નરસીંહ ઉપર વ્હેર રાખે છે. બધા દંભી અને છળકપટના ભરેલા છે, ને નરસીંહ સાચો ભગ્ત છે. જગ્તને ને ભક્તને અનાદીકાળથી વ્હેર ઝેર ચાલતુ આવ્યું છે. વળી આમને ઘેર સંબંધ ના થયો અને નરસીંહ મેહેતાને ઘેર સંબંધ

થયો તેથી ઝેરમાં બાકી શું રહ્યું !

મહેતા કહે દીક્ષીત આ કાગળ ઇર્ષાભાવથી તેમણે લખ્યો છે, એવી મારી ખાત્રી થયા શિવાય હું જુઠીબાઇનું વેવીશાળ કબુલ રાખતો નથી. દીક્ષીતે કહ્યુ. ભલે અહીંથી આપણે લગનીઓ મોકલો, તે કોઇ હોંશીઆર માણસને મોકલો, જે નરસીંહને ઘેર બે ચાર દીવસ રેહે, અને સઘળી બીનાની તપાસ કરે, ને સત્ય શું છે તે શોધી કાઢી સત્ય ખબર લાવે; તેમાં નરસીહના ઘરમાં ખાવા નથી -તે શીવાય બીજી કાંઇ પણ ખામી હોય તો વીવ્હા ફોક કરવો

મદન મેહેતાએ સારંગધર ઉપર જવાબ લખ્યો, કે તમારા કાગળનો વીચાર કર્યો છે. અમે કાંઇ મુરખ નથી કે તપાસ કર્યા શીવાય કન્યા પરણાવીએ; તેની તમો ચિંતા કરશો નહી. એવી મતલબનો કાગળ લખી બ્રાહ્મણને આપી જુનાગઢ વિદાય કર્યો.

બ્રાહ્મણને વિદાય કરી લગનીઓ તૈયાર કર્યો, અને કહ્યું ભાઈ, તારે જુનાગઢ જવું. નરસીંહ મેહેતાને ઘેર બે ત્રણ દીવશ રહેવું, ને આ કાગળ સત્ય છે કે અસત્ય છે, તેની તપાસ કરવી. કહી કાગળ આપ્યો અને કહ્યું, જો તેના ઘરમાં ખાવા નથી તે સીવાય બીજી કાંઇ ખામી ના હોય તો લગ્ન લઇને આવવું, નહીતર એમને એમ ચાલ્યા આવવું. પણ તપાસ કરવામાં ખામી ના આવવી જોઇએ. લગનીઓ કહે સારૂ, તેને માટે ચીંતા રાખશો નહી. બરાબર તપાસ કરીનેજ આવીશ કહી વીદાય થયો.

નરસીંહ મેહેતાની સ્ત્રી માણેકબાઇને ઘરમાં વીવ્હાની વાત નીરંતર થતી હોય તો સારૂ તેમ રહેતું, અને મેહેતા-

જીની આ રીતભાત માણેકબાઇને બીલકુલ રૂચતી ન-હોતી; તેતો મનમાં ને મનમાં બળી જતી હતી. તે એક દીવશ અકળાઇને મેહેતાજીને શીખામણ દેવા લાગી.

**ગાયન.**

( ઓ કુટીલ અંધ કામી ) એ રાહ.

સુણો સત્ય કહુ સ્વામી, કાંઈ વિચાર ઉર ધરો;
અહી જગ્ન તણી સૌ રીત, જરી વેહેવારમાં પળો;
હું નારી વધારે શું કહુ, ખોઇ હાથે કરી સૌ લાજ;
માટે વીચારી સ્વામી મારા, માનો નારીનું આજ—સુણો.

---

પ્રાણનાથ ! આપણને આ કેમ ફાવે આપણી ન્યાત જાતમાં ઈજ્જત આબરૂ કહાડવી જોઇએ, કાંઈ છડાં નથી. વસ્તારનાં ધણી છીએ, માટે ઘર બાર, પુત્ર પરિવાર ને જગતના વહેવાર સર્વે સાચવવા જોઇએ, ને સાધુ વેરાગી-ને શું ! એ તો બાવા ઉઠયા બગલમાં હાથ, માટે કાંઇ વી-ચાર રાખો વીચાર.

**નરસીંહરામ**—ખબડદાર ! ખબડદાર ! તમારે મારા સાધુ સંતોની ટોળીની કે ભજન કીરતનની ઇર્ષા નહી કરવી.

**માણેકબાઈ**—વાતતો ન કરૂ, પણ કદાપી આવામાં લગની-ઓ આવે ને તમારા આવા ઢંગ જુવે તો જરૂર વિબ્હા ફોક કરે, આમ દુનિયામાં ઇજ્જત તો ખોઇ, ઈજ્જત.

**નરસીંહમહેતા**—ઈજ્જત કેદી હતી તે ખોઇ ! મારે તો ઇજ્જત હતીએ નહી, ને ખોઇએ નથી.

**માણેકબાઈ—** મરાઠી સાખી.

ઢીંચણ સુધી ઘુઘરા બાંધો, ઘાલી માળાના થોક;
ટીલાં ટપકાં વેશ વિચિત્ર, થાશે વિવ્હા ફોક,
જે આવું જાણે, આવી લગનીઓ આ ટાણે.

**નરસીંહરામ—**વિવ્હા ફોક કરે તોએ શું, ને વીવ્હા રાખે તોએ શું. અને મદનમેહેતા વિવ્હા ભાગશે. તો મારો શામળીઓલાલ કરશે. મારો નટવરલાલ કરશે મોકલશે કયાંથી ઠાગુ કરીને. મદનમેહેતાને ઘેર કોણ ખોળા પાથરી કહેવા ગયું હતું કે તમે મારા શામળીઆ વેહેરે તમારી પુત્રી આપો.

**માણેકબાઇ—**પણ તમારે દુનીયાદારીમાં નથી આવવું કેમ ભજનની રીત હશે કે નહી હોય ? આખુ ગામ ભજન કરે છે. કલાક બે કલાક, પણ તમારાથી તો અવધી. જે એક કંઠી તુળશીની પેહેરતું હશે તેને ભગવાન નહી મળતા હોય, કે આ કોટ બધી ભરી કહાડી છે. ભારાના ભારા નાંખીને આ ટીલુ છેક નાક ઉપરથી તાણ્યું છે, તે કપાળ ઉપરથી તાણો તો ભગવાન નહી મળે ? આતો લજવી માર્યાં

**નરસીંહરામ—**તારે મારી તુળશીની માળા તથા તીલકની નીંદા નહી કરવી.

**માણેકબાઈ—**હવે મીજાસ મુકો મીજાસ ! બહાર મ્હો કાઢીને બોલાતું નથી. એકલી માળોઓ ઘાલતા હો તો જાણે ઠુળ વાળી, પણ પગમાં ઘુઘરા બાંધી થન થન થન થન નટવા માફક નાચો છો

તેથી હુ તો બળી જઉ છું,

**નરસીંહરામ**—તું બળતી હો તો તારાં કરમ, પણ કહુ છું કે તારે મારી કશી વાત નહી કરવી.

## મરાઠી સાખી.

જગત રીતની પરવા ન જરીએ, લાજ મુકી હરી હાથે;
લાજ આબરૂ પ્રભુની માયા, આવે નહી કાંઇ સાથે
નામ ચિતે ધરૂ, સંસાર માયાથી અળગો ફરૂ.

મેહેતા ભજનની ધુનમાં લાગ્યા, એટલામાં લગનીઓં દામોદરનું મંદીર નરસીંહ મેહેતાનું નામ પુછતો પુછતો આગ્યો.

**લગનીઓ—** **મરાઠી સાખી**

કૃષ્ણુ દામોદરનું કયાં મંદીર, કયાં છે નરસઇઓ ભક્ત;
પ્રભુ ઉપર જેને પુરણુ પ્રિતી, જાણે બધુ જગ્ત
લાવ્યો લગ્ન સહી, મદનમેહેતાના થયા વેહેવાઇ.

અજાણ્યા માણુસનો સાદ સાંભળી, માણેકબાઇ બહાર આવ્યાં, ને લગનીઆને જોઇ એકદમ મંદીરમાં ગયાં સાંભળો છો ? લગાર ઢંગ રાખો, ને ખડખડીઆં બંધ કરો મેહેતા કહે છે શું ? મેહેતી કહે લગનીઓ આવ્યો છે. મેહેતા કહે લગનીઓ આવ્યો તેથી મારૂ ભજન બંધ રહે? ના ! ના ! તે કદી નહી બને, જાઓ તમે જાણો ને લગનીઓ જાણે. હું કાંઇ ભજન બંધ રાખવાનો નથી.

મેહેતી કહે ઘડી બંધ રાખો, લગનીઆને વધાવી લેવા દો, પછી કુટજેને જનમારો. (ધગ નીઓ ઉમ્બરા ઉપર આવીને ઉભો તેને ) ઉભા રહો, હું ચાર બઇરાંને બોલાવી

લાવું. મેહેતા કહે લગનીઓ વધાવી લેવો તેમાં વળી બઈ-રાંનું શું કામ પડશે ! મેહેતી કહે ગાનું પડસે. મેહેતા કહે તું લગનીઓ વધાવ ને હું ગાઉં નહીતર હું વધાવું, ને તું ગાય, એમાં બાઈરાંનું શું કામ છે !

માણેકબાઇ કહે લાજો, લાજો, અમારી વાતમાં તમને ડહાપણ કોણ કરાવે છે ! લગાર વીચાર રાખો. ( બઇરાંને તેડવા ગયાં) મેહેતાએ વીચાર્યું લગનીઓ બીચારો દુર દે-શાવરથી થાકયો પાકયો આવ્યો છે, તેને ખાલી ઉમ્બરા વચ્ચે ઉભો રાખવો, ને બઇરાંને એકઠાં કરતાં ને વધાવતાં સેજે કલાક થઇ જશે, માટે લાવ્ય આ ઠાકોરજી આગળ ચોખા પડયા છે તેથી વધાવી લઈ મંદીરમાં બેસાડું.

આવો વિચાર કરી મેહેતાજી મંદીરમાં ગયા, અને એક ખોબો ચોખાનો ભરી લગનીઆ ઉપર નાંખ્યો, અને તેને ઘરમાં લઇ જઇને બેસાર્યો, અને વડનગરમાં મદન-મેહેતા તથા દીક્ષીત વિગેરેની ખબર અંતર પુછી.

મેહેતી પાંચ સ્ત્રીઓને બોલાવી ઘર આગળ આવ્યાં ત્યાં લગનીઆને જોયો નહી, તેથી મંદીરમાં પુછવા ગયાં; લગનીઆને બેઠેલો જોઇ સ્ત્રીઓ કહે શું વધાવશો ? મેહે-તી કહે બળ્યું બેહેન ! આ બાપડાને પરણીને એક દહા-ડો ઠરવા વારો ના આવ્યો ( મેહેતાને ) મેં તમને કહ્યુંતું શું ! ને તમે કર્યું શું !

મેહેતા કહે બીચારો લગનીઓ થાકયો પાકયો આવેલો તેને કલાક સુધી પાણી ઉતરાવત ત્યારે બીચારાને બે-સવા વારી આવત; તુ નાંખત ચપટી ચોખા, ને મેં નાં-ખ્યા ખોબો ચોખા. હવે ગાવુ હોયતો ગાઈ લ્યો. મેહેતી કહે શું ગાઉ ? એતો ગાઇ મુકયું છે; તમને પરણી ત્યાર-

થી અઢારે ઓરીઆ વિતી ચુકયા છે. એ પ્રમાણે મેહેતાને છણુકા કરી લગનીઆને વંધાવા આવેલી સ્ત્રીઓને વિદાય કરી.

મેહેતીએ વિચાર્યું લાવ્ય હવે રસોઇ કરૂ; ઘરમાં દાળ ચોખા આટો વીગેરે હતું, પણ ઘીર્ય ગોળ નહોતાં; તેથી પાડોશીને ઘેર ગયાં અને કહ્યું, બેહેન મને થોડાં ઘીર્ય ગોળ ઉધાર આપો. કાંઇ શેવકનું શીધુ આવશે એટલે પાછાં આપીશ. પડોશણે કહ્યું લઇ જાઓ, અમારે તમારી પાસેથી પાછું લેવું નથી; કયાં કમાર્ગે જવાનું છે !

મેહેતી રસોઈ કરવા લાગ્યાં, અને લગનીઓ મેહેતાજીની રજા લઇ ગામમાં ફરવા સારૂ ગયો. લગનીઓ ગયો કે તરત ભજનની શરૂઆત થઇ. અને મંદીરમાં થેઇકાર થઇ રહ્યો, માણેક મેહેતીએ મંદીર તરફ જોયું, અને લગનીઆને જોયો નહી, અને ભજનની ઝડી ચાલતી જોઇ કહ્યું કે લગનીઓ ગયો કે આમણે વેશ કાઢયો.

લગનીએ પાડોશમાં જઇ પુછયું, ભાઇ આ નરસીંહ મેહેતાનું ઘર કેવું ! પડોશીએ કહ્યુ ઘર ગ્નાનિમાં સત્તર આના ને બે પાઇ. બધાથી શ્રેષ્ટ, ન્યાતનો શેઠ પટેલ, લગનીઓ કહે તેમનો છોકરો કેવો છે! પાડોશી કહે છોકરો રતન જેવો. ખોડખાંપણ વગરનો. લગનીઓ કહે વારૂ મેહેતાને ન્યાત બહાર મુકયા છે ને ! પડોશી કહે ખોટી વાત, કહે નારા ખાંડ ખાય છે. એની ન્યાતના ગમે તેમ ખોટા ગપાટા ઉડાડે પણ મેહેતાજીને ગ્નાતીની પરવાજ નથી. શેઠાઇ પટલાઈ, આથી પાછી, કાંઇજ નહી. લગનીઓ કહે વારૂ, ઢેડવાડામાં ઓછવ કરવા જાય છે તે ખરૂં કે! પડોશી કહે અમારા ગામમાં એક ઢેડ પરમ વૈષ્ણવજન છે, અને બધો

આચાર વિચાર પાળનારો છે, તેની બરોબરી એક વખત બ્રાહ્મણ પણ ના કરી શકે; તેના અતિ આગ્રહથી એકવાર ઢેડવાડા નજીક જગો સાફસુફ કરાવી, તેમાં તુળશીનું વન વવરાવી તે જગા પવિત્ર કરી, તેમાં ત્યાં કીરતન ઓછવ કર્યો હતો; તે ઉપરથી નાગરો એ મેહેતાને ન્યાત બહાર મુકવાનો વીચાર કર્યો હતો. ને મેહેતાજી જમવા ગયા ત્યારે તેમને ઉઠાડી મુકયા હતા; પણ તે દીવસે એકેક નાગરને એકેક ઢેડ ને ઢેડના હાથમાં હાડકાં; આ બનાવ જોઈ નાગરો ચમકયા, અને નરસાંહ મેહેતા પાસે માફી માગી અને અતિ આગ્રહ કરી જમવા બોલાવ્યા, ત્યારે ઢેડ દેખાતા બંધ થયા; એવી પરમાત્માની એના ઉપર કૃપા દ્રષ્ટી છે. લગનીઓ કહે એની પાસે પૈસા કેવા ? પાડોશી કહે પૈસા નથી, તમારે માટે લાવશી કરવા એની બાયડી નાર ગેરથી ઘી ગોળ ઉધાર લઇ ગઇ ત્યારે તે લાવશી કરી તમને પીરશસે.



# પ્રકરણ ૬ ઠું.



લગનીઆએ ઘણે ઠેકાણે પુછી ખાત્રી કરી; બીજે દીવસે લગન મુહુરત નક્કી કરી લગની આએ રજા માગી; મેહેતાજી રજા લઉં છું જાન લઈ વહેલા પધારજો. મેહેતા કહે તેતો મારા નાથના હાથમાં; છોકરો પરણાવવો હશે તો એની મેળે આવશે. લગનીઓ કહે ઠીક હું રજા લઇશ મેહેતા કહે સારૂ આવજો. પધારજો મેહેતી કહે ત્યાં સર વેને અમારા જેશ્રીકૃષ્ણ કહેજો. એમ કહી લગનીઆને ભાંગોળ સુધી વળાવા ગયાં. લગનીઆએ જાણ્યું કાંક આ પશે ખરાં. લ્યો મેહેતાજી ઉભા રહો. મેહેતા કહે હા. પ- ધારજો. ને મદનમેહેતા, દીક્ષીત, વીગેરે સર્વેને અમારા જે શ્રીકૃષ્ણ કહેજો મહેતી કહે લગનીઆને કાંઇ આપ્યું મેહેતા કહે ના મેહેતી કહે ત્યારે તેમે તો આબરૂના કાંકરા કર્યા વેવાઇ પુછશે કે શું દક્ષણા આપી ? તે વખત કેહેશે કાંઇ નહી, ત્યારે વેવાઇ શો ખ્યાલ કરશે, તેનો વિચાર કર્યો કેહેશે કે નરસીંહના ઘરમાં ખાવા નથી.

મેહેતા કહે આપવું પડતું હશે કે ? મેહેતી કહે હા મેહેતા કહે પણ તું મને પેલી તાલ ખખડાવા ના પાડે ને જે છે તે એમાં છે. મેહેતી કહે ખખડાવો, પણ કાંક આપો. રજા મળતાં મેહેતાજીએ ત્યાંજ ભગવાને આપેલી તાલ વગાડી સ્તુતી કરવા માંડી.

**ગાયન.**

( માહોટાઇ અમે શું કરીએ ) એ રાહ.

ત્રીકમ કરો તેવડ તમે, હો વીરા—ત્રીકમ.

લજ્યા લુટાય તારી, જાણુ કર આ વારી;
હું તો ન રાખું લેવા દેવારે—ત્રીકમ.
વીવ્હા કર્યો શા માટે, કરવું તું આવું ત્યારે;
ખોટ આવી શું તારે ધામરે—ત્રીકમ.
લગનીઓ ખાલી જશે, વહેવાઈ ઘેર હાંશી થશે;
તારી ત્યાં આતમ રામરે—ત્રીકમ.
પુત્ર પરણાવવો હોય તો, પરણાવજે આપે,
અવર ન આપે વિણુ તુજ નામરે—ત્રીકમ,

---

નરસિંહ મહેતાની સ્તુતિ સાંભળી લક્ષ્મીજીને દાંત આવ્યા, અને કહ્યું મહારાજ સાંભળ્યું તમારો ભગત કહે છે તે? ભગવાન કહે બરાબર છે; તેણે તો સંસારનું ધુસરૂ બધું મારા ઉપર નાખ્યું છે. લક્ષ્મીજી કહે ત્યારે તો આપો લગનીઆને દક્ષણા. ભગવાને એક રત્ન કાઢી અંત્રીક્ષથી નાખ્યું. તે રત્ન નરસિંહરામની પાસે આવીને પડ્યું, તે નરસીંહરામે લઈ લગનીઆને આપ્યું અને લગનીઆને વીદાય કર્યો.

લગનીઆને રત્ન આપ્યું તો ખરૂ, પણ તે લગનીઆએ ઓળખ્યું નહી, ને કાચનો કટકો સમજી મદનમેહેતાને બતાવવા માટે ચીંથરામાં બાંધી, પાઘડીમાં ખોશ્યું અને વીચાર કર્યો કે, લોકો કહે છે કે આમના ઉપર કીરતારની કૃપા દ્રષ્ટી છે, તો મને દક્ષણામાં કાચનો કટકો શા માટે આપ્યો? સોના મ્હોર તો બાજુએ રહી; પણ રૂપા મ્હોરે નહી, ને કાચનો કટકો છોકરાંને રમવાનો કાચનો લખોટો ફેરો ફોગટ ગયો, ફીકર નહી આપણે મદનમહેતા પાસેથી અહીની ને ત્યાંની બે દક્ષણાઓ ગણીને લઈશું ને તેમના વહેવાઈએ આપેલી સોગાત તેમને બતાવીશું.

પાંચ સાત દહાડે લગનીઓ વડનગર આવ્યો; અને

મદનમેહેતાને ઘેર જઇ તેમને નમસ્કાર કર્યા. મદનમેહેતાએ કહ્યુ નમસ્કાર ભાઈ નમસ્કાર. કેમ વિવ્હા રાખવો કે ભાંગ ચો? લગનીઓ કહે વર સારો, ઘર સારૂ, ને પેલો કાગળ હતો તે તદ્દન જુઠ્ઠો, મેં પેરવી બરાબર કરી છે, ને પત્તો બરાબર મેળવ્યો છે; સહીઓ કરનારા બીજાજના ફ્રારેલાછે, ને બીચારા હરીજન મેહેતાને કાંઈ લેખામાંએ ગણતા નથી વાંધો ફક્ત એટલોજ કે ગરીબ છે, ને એવો ગરીબ કે મારે માટે લાવશી કરવા સારૂ ઘીઇ ગોળ પાડોશીને ઘેરથી માગી લાવવા પડયાં. એક પાઇનું પણ ઠેકાણું નથી.

મેહેતા કહે છેક નિર્ધન મારૂ આંગણું શું શોભાવશે ને મને લગનનો શો લ્હાવો વીતાવશે. વળી રાજા મારા ઘેર વેવાઇની મુલાકાત કરવા આવશે, તો હું શું જવાબ આ-પીશ! વળી હરીજનને વહેવારીક બુદ્ધિ તો હશેજ ક્યાની! વારૂ! તમને કાંઇ દક્ષણા આપી? લગનીઓ કહે એક કા ચનો લખોટો આપ્યો છે; તે તેમણે ભાગોળે ભજન કર્યું, ત્યારે કોણ જાણે ક્યાંથી આવીને મેહેતાજી પાસે પડયો, તે લઇ તેમણે મને આપ્યો. લ્યો જુવો તમારા વેવાઇની આ-પેલી સોગાત, કહી ચીથરૂ છોડવા માંડયુ; મેહેતા કહે મને ક્યાં કમતડી થાઇ, કે મે પેલા દીક્ષીતને વીવ્હા કરવા મો કલ્યો? લગનીએ કહ્યું લ્યો આ તમારા વેવાઇએ આપેલો કાચનો લખોટો.

મદનમેહેતાના હાથમાં હજારો રત્નો આવી ગયેલાં, તેમણે કહ્યુ મહારાજ તમારી આંખે દેખાતું નથી કે શું? લગનીઓ કહે છે શું? મદનમેહેતા કહે આતો કાચનો કટકો નથી, પણ રત્ન છે. તેની પરીક્ષા હું હાલજ અહીં કરાવું છું, કહી એક નોકરને ઝવેરીઓને બોલાવા મોકલ્યો ને બીજાને દીક્ષીતને તેડવા મોકલ્યો.

દીક્ષીત તથા ઝવેરીઓ સૌ સાથે મદનમેહેતા પાસે આ-વ્યા; મદનમેહેતાએ રત્ન ઝવેરીઓના હાથમાં મુયયું, અને કહ્યું આની કીમત કરી આપો, ઝવેરીઓએ રત્ન લઇ બરાબર તપાસ્યું અને કહ્યું આ કોઇ દેવકાઇ રત્ન છે ને અમારી ઉમ્મરમાં આવું રત્ન આજેજ જોયું.

## મરાઠી સાખી.

રત્ન લઇને કાંટે નાંખ્યું, તોલ જોઈ મન હરખ્યું;
મહેતાને કહે સર્વે મળીને, અમે બરાબર પરખ્યું;
અતી ઉત્તમ સાર, કીમત તેની ચઉદ હજાર—અતી.

---

મહેતાએ કહ્યું ચઉદ હજાર રૂપીઆ! ઝવેરીઓ કહે હા, વેચવું હોય તો લાવો, ને ચઉદ હજાર ગણી લ્યો. મેહેતાએ કહ્યું, વીચાર કરી જવાબ આપીશ; એવું કહી ઝવેરીઓને વીદાય કર્યા અને દીક્ષીતને કહ્યું.

દીક્ષીત તમો તો કહેતા હતા કે ગરીબ છે, ને નરસીંહ મેહેતાએ તો ગજબ કર્યો! લગનીઆને ચોદ હજાર રૂપી-આ દક્ષણા! તેમણે જેટલા રૂપીઆ લગનીઆને આપ્યા તેટલા ઉમેરી કોઇ ત્યાંથી આવે તેને આપવા પડે, વેવૈશા-ળના કરમાં એક રૂપીઓ, બે રૂપીઆ, છેવટે પાંચ રૂપીઆ-થી પગલું હોય. પણ જેણે ચોદ હજાર રૂપીઆથી પગલું માંડયું. તો મારા છાપરાનાં નળીઆંએ નહી રહે. માટે કહુ છું કે ના કહાવ! ના કહાવ! મારે વીવ્હા રાખવો નથી. હું નીર્ધન માણસ આવા ધનવાનને પુરો નહી પડી શકું.

## ગાયન.

( ખટક રહી આ મૃગનયનીને ) એ રાહ.

ના કહે ના કહે નથી રાખવો, વીવ્હા મારે ઘેર તેને;
ખમણું નાણું જોઇએ મારે, પુરૂ કહે પડાય શેને;

આ પરમાણે લાવે અહીંઆં, જાન માંહી અગણીત સાજન;
ઘરને ગામ તજાવે એતો, તેના આગળ હું નીર્ધન,
હળ સાજન જોઇ જવું પડે વન, નાશી એ મારે એ શ્રીમંત,
ભાગીને વીવ્હા ના કહાવો, કામ કરો આ રાખી ખંત.
કન્યાદાન હઉ તો થાયે, મોઘાં લુગડાં ન ફેર જરાય;
જલદીથી ના કહાવો તેમને, મુજ પામરથી ન પુરૂ પડાય.

---

**લગનોઆ**—મેહેતાજી ! નરસીંહમેહેતા જેવો પરમ વૈષ્ણવ, હરીજન વેહેવાઇ, શોધ્યો મળવાનો નથા.

**ગીતી.**

પ્રભુ ભક્ત છે એતો, વિભુ આવશે જાન જોડી કોડે;
કન્યાદાન તમે આપો, દર્શન દઇ પ્રભુ જન્મ મરણ ત્રોડે.

---

**ગાયન.**

( જઇ ગુમાવી આવ્યા લાજ ) એ રાહ.

કેમ મેહેતા તમારી બુદ્ધી ફરી, કાંઇ વિચાર રાખો મનથી જરી;
તમે નાગરની ન્યાત બધીમાં, આવું સગપણ મળે ન ફરી–કેમ
ભગવાન પોતે છે વશ જેના, કયાંથી આવે પગલાં તેના;
પગલાથી પાપ પલક રહે ના, સાથે આવે ભગવત એનાં–કેમ.
ઘરમાં નહી તેને ખાવા જરી, પણ ઘડી વીસરતા નથી હરી;
સમજો કે સવળી દશા ફરી, ભવ ભ્રાંતી સઘળી જશે ટળી;
અણુચિંત્યા તેતો ગયા મળી, સૌ નાગર જોઇ ગયા બળી–કેમ.

---

મદનમેહેતા કહે દીક્ષીત ! મારી પાસે ધનમાલ છે તે ખરચ્ય કરતાં આબરૂ રહે તેમ લાગતું નથી. દીક્ષીત કહે મેહેતાજી ! તમો ગભરાશો નહી. તમને સાતલાખ તો શું, પણ શાત હજારે થવાના નથી. મેહેતાજી કહે પગલાં આ

વાં માંડે છે, ને એમ કેમ બોલો છો ! દીક્ષીત કહે, હુ બોલુ છું તે બરાબર છે, તેની વખત આવે ખાત્રી થશે. મેહેતાજી કહે તેવો વખત આવે તોતો ઠીક. નહીતર મારે મરવું પડશે. દીક્ષીત કહે કશી ફીકર રાખશો નહી, ધીરજ રાખો, કહી મેહેતાના મનનુ સમાધાન કર્યું.

શામળશાના લગન ઉપર માણેકમેહેતીએ કુંવરબાઇને તેના સાસરેથી તેડાવી, લગનના થોડા દીવસ રહ્યા, ત્યારે મેહેતીએ કહ્યું હવે લગનને દાહાડા રહ્યા થોડા, માટે જેને કેહેવું કહેવરાવવું હોય તેને કહો કહેરાવો; અને કંકોત્રીઓ લખો. મેહેતા કહે મારે તો મારા ભગવાન શીવાય કોઇને કહેવું કહેરાવવુ નથી, તમારે જેને કહેવરાવવું હોય તેને કહેવરાવો; મેહેતી કહે, તમારા પંડની તો મને ખાત્રી છે. એવું કહી મેહેતીજીએ બધે કહેવરાવવું હતું ત્યાં કહેવરાવી દીધું, ને નરસીહરામે ભગવાનને કંકોત્રી લખી; અને પોતે દ્વારીકાં આવવા જવાનું નક્કી કરી તૈયારી કરવા માંડી; મેહેતીએ પુછ્યું કેણી તરફ તૈયારીઓ કરી. મેહેતા કહે જઇશું ભગવાનને કકોત્રી આપવા દ્વારીકાં, કહી મેહેતા નીકળ્યા

સટાક ચોરા આગળ થઇ મેહેતા નીકળ્યા. ત્યાં નાગરો બેઠેલા હતા તેમાંના એકે કહ્યુ; વીકળશંકરભાઈ! નરસઇઓ ટીલવો આવ્યો. કેમ નરસીંહ ! કેણી તરફ ! નરસીંહ કહે જઇશું કંકોત્રી આપવા. પ્રલમશંકર કહે શાની કકોત્રી ! નરસીંહ કહે શામળીઆનું લગન થડમાં આવ્યુંને શંકાપ્રસાદ કહે તાહારૂએ થડમાં આવ્યું. (મોહોત) મેહેતાજીએ કાંઇ ગણુકાર્યું નહી ને ભાગોળે આવ્યા.

ભાગોળે આવી વીચાર કર્યો કે દ્વારીકાં જઇશું. ગોમતીજીમાં નાહીશું, ગોવીંદના ગુણગાઇશું, હરી કીરતન કરીશુ

મંદીરે મંદીરે ફરીશુ અને ભગવાન દેખશે ત્યાં કેહેશે મારો નરસઇઓ મને ભેટશે, એટલે હું એવો ભેટીશ કે છોડી-શજ નહી; એવી ધુનમાં ને ધુનમાં ખાલી બાથ ભીડાવી ઉભો રહ્યો.

એમને એમ સાંજ પડી, પણ નરસીંહરામ જાણે ભગવાનને બાથ ભીડાવી હોય, તેમ ઉભો રહ્યો; ભગવાને ગરૂડને કહ્યું, તમો જુનાગઢની ભાગોળે નરસઇઓ મને બાથ ભીડી ઉભો છે, તેને ગોમતીજીઉપર હાજર કરો. ગરૂડને આજ્ઞા થતાં તરત જુનાગઢની ભાંગોળે આવી, નરસીંહરામને ચાંચમાં પકડી, પાંખ ઉપર બેસાડી ગોમતીને તીરે મુકી દીધો.

નરસીંહ મેહેતાએ આંખ ઉઘાડી ત્યાં ગોમતીનો કીનારો દીઠો; મેહેતાએ કહ્યુ, હુ ઉભો હતો જુનાગઢમાં, ને મને એવામાં દ્વારીકામાં લાવીને મુકયો, ત્યારે એની આવવાની દાનત તો ખરી; મારે તેને આગ્રહ નહી કરવો પડે. એવો વીચાર કરી ગોમતીજીમાં સ્નાન કરી પરવારી હરીકીરતન કરતા દેવ દર્શન કરવા ચાલ્યા. એમને એમ પંદર દીવસ થઈ ગયા પણ કંકોત્રીનું ભાન નથી.

ભગવાને વિચાર કર્યો. આને તો કાંઇ ભાન નથી, ને પણે લગનના દીવસ રહ્યા ટુંકા, માટે નરસીહરામને શુદ્ધી મુકી. શુદ્ધી ભળતાં તેને કંકોતરીનું ભાન થયું, અને તેણે કૃષ્ણજીના મંદીરમાં જઇ ભગવાનના સામી કંકોત્રી ફેંકી તે કંકોત્રી ભગવાને ઝડપ લઇને ઝીલી લીધી, નરસીંહ મેહેતાએ જાણ્યું કંકોત્રી પહોંચી; હવે તેને આવવું હશે તો આવશે, નહીતર એ જાણે ને એનું કામ જાણે, કહી જુનાગઢ જવા સારૂ દ્વારીકાંની ભાગોળે આવ્યા.

ભગવાન ભાગોળે આવી નરસિંહરામને મળ્યા, અને કહ્યું નરસિંહરામ, કયારના આવ્યા છો? નરસિંહરામે કહ્યું પંદર દહાડા થયા; ભગવાને કહ્યું પંદર દહાડા થયા, ત્યારે આજેજ દર્શન દીધું ને કંકોત્રી આપી. નરસિંહરામે કહ્યુ મને શી ખબર કે તમે જોયો નહી હોય? દર્શનમાં તો રોજ આવુછું, ભગવાને કહ્યું, હજારો માણસો ભેગો આવતો હઇશ ને જતો હઇશ એટલે શું દેખું; નરસીંહરામ કહે સત્ય છે, તમો સર્વેને દર્શન દેવા બેઠા છો, એટલે સર્વ તમને દેખે, તમે કાંઇ દર્શન કરવા બેઠાછો કે તમે બધાને દેખો?

**ભગવાન**—( કંકોત્રી બતાવીને ) અલ્પા દીવસ થોડા રહ્યા.

**નરસીંહરામ**—થોડા રહ્યા છે, ને ભરાઇ ગયા હોય તોય મારે શું, આડી રાત રહી હોય તોય મારે શું? મારે શો ઉજાગરો છે? તમે જાણો ને તમારો છોકરો જાણે, ને તમારો વેવાઇ જાણે. મ્હેં તો આ મારૂ ચલાવ્યુ, રાધે ગોવીંદ ભજો રાધે ગોવીંદ ભજો રાધે ગોવિંદ.

**ભગવાન**—નરસિંહ, તું જા જુનાગઢ.

**નરસીંહરામ**—તમે કયારે આવશો?

**ભગવાન**—હું પછીથી આવીશ.

**નરસીંહરામ**—તે નહી બને. તમો આગળને હું પાછળ.

**ભગવાન**—એમ બને નહી, હાલ હું ઓધવને ને અક્રૂરને મોકલું છું તેમની સાથે જા, ને સાથે દસ જાદવ ઘોડેસ્વાર મોકલું છું. જે જે સાહીત્ય જોશે તે ભક્ત ઓધવ ને અક્રૂર, મારૂ નામ દઇ તઇયાર કરશે. ને તું વરઘોડો ચઢાવી ગામ બહાર નીક-

જે ત્યારે મને યાદ કરજે, એટલે હું હાજર થઇશ.

ભગવાને કહ્યું લે પેહેર આ કસબી કેશરી પીતાંબર; લે આ હીરા રત્ન જડીત્ર સોનાનો મોર પીંછવાળો મુગટ માથે ધાલ્ય. અને આ મોતીની માળાઓ ગળામાં ધારણ કર; નરસિંવને ગમતી વાત નહી, પણ ભગવાન પાસે કાંઇ બોલાયું નહી, ને પ્રભુ પ્રસાદી તેથી સઉ ધારણ કર્યું. મોતીની માળાઓ ઉપર થોડી તુળશીની ગાળાઓ પણ પેહેરી, ગોપીચંદનનાં ટીલાં તાણી મેહેતાજી રથમાં બેઠા. ઓધવનુ મોઢુ ઉત્તર તરફ, અને અક્રૂરનું મોઢુ દક્ષીણ તરફ. મેહેતાજી આગળ હાંકનાર ધુંસરા ઉપર, અને આગળ દસ જાદવ ઘોડેસ્વાર એ પ્રમાણે ઠાઠમાઠથી નરસિંહ મહેતા જુનાગઢ આવ્યા; અને ગામમાં પ્રવેશ કર્યો.

સટાક ચોરા આગળ આવ્યા, ત્યાં કપટપ્રસાદ કહે સારંગધર, કોક દરબાર આવતો હોય એમ જણાયછે; (ઘોડેસ્વારને) ભાઇ કોણ છે તમારા રથમાં ? (મેહેતાને જોઇ) અલ્યા આતો નરસઇઓ ટીલવો ! મારા બેટાને લોક ગાડીમાંએ બેસાડે છે તો ગાડીમાં !

## ગાયન.

**સારંગધર**— (કંથ વિણ હાય હુ છું) એ રાહ.

સ્વાંગ જોઈ ઉર અતી ગભરાય, ચિતમાં કાંઇ કાંઇ થાય–સ્વાં.

મોર પીંછનો મુગટ પેહેર્યો બની બેઠો ભગવંત,

મોતીમાળા ઉર મહી ધારી, જુઓ આ સાચો સંત–સ્વાં.

રાજા પાસે જઇને હમણાં, જણાવું તેનું જુઠ;

રથ સ્વારો લાવ્યા સાથે, મારીને કયાંઇ લુંટ. સ્વાં.

ભોળાજનને નાંખી ભભુતી, પહેરી લાવ્યો પોશાક;

ટીલાં ટપકાં કર્યા અતીશે, જોઈ ઉઠે ઉર આગ—સ્વાં.
**નાગર**—ભગત ઠગત હે જગતકું. રહે જગત જખમાર;
**ઓધવ**—ઠગે જગતને ભગતજન, પામે ભવ નીસ્તાર.
**ઓધવ**—વાહ ! ભકતરાજ નરસીંહરામ, ગામમાં આબરૂ
તો ઘણી ઉત્તમ દેખાય છે ! નાગરોનું તેમામ ઉ-
પર વ્હાલ તો ઘણું છે !
**નરસિંહ**—આપ કેમ ભુલો છો ! જ્યાં આબરૂનો ખપ છે
ત્યાં કેટલી છે, તે વીચારો. જ્ઞાની થઈ અજ્ઞાની
કેમ બનો છો ! આ અભાગીઆઓની આગળ
આબરૂ હોય તોએ શું ને ના હોય તોએ શું.
**ઓધવ**—મેહેતાંજી ! તમને તીરસ્કાર કરતાં. તે અભાગીયા
ઓની જીભે વાઢ કેમ પડતા નથી ?

## ગાયન.

**નરસિંહ**— ( જો જો કઉતક જગનું ) એ રાહ

સુણો ભક્તજી પ્યારા–ભક્ત–જગતથી ન્યારા–સુણો.
માયાનું કાંમ, ક્યાંથી સત્યનું નામ, સત્યપ્રભુને ધામ સુણો.
ભક્ત જુઠો જણાય, અને પાખંડી ગણાય, એવો માયા
મહીમાય—સુણો.
પવિત્ર પંચમી દીન; ચીત્ર નાગને પુજાય;
સાચાને સાણુસે પકડી, વગડામાં મુકવા જાય;
એવાં છે એવાં છે, પ્રભુની માયાનાં કામ— સુણો.
પવિત્ર પુષ્પ તેતો, જોરથી હાથે ઝલાય;
કોવચથી રહે પાછો, હાથ નહી ઘલાય;
એવી પ્રબળ માયા, વર્ણવી ન કદી જાય— સુણો.

---

( ઉપર પ્રમાણે ઓધવના મનનું સમાધાન—મેહેતાએ
કર્યું, અને ઘેર આવ્યા. )

સારંધર વીધ્નસંતોષરાય અંને જણા માંડગીક રાજા પાસે જવાનો નિશ્ચય કરી, માંડળીક રાજા પાસે ગયા; અને તેઓ માંડળીક રાજા પાસે જઇ તેને હાથ જોડી અરજ કરી. કે મહારાજ, આપણા ગામમાં નરસિંહ જે ભગવાન નામથી ઓળખાય છે, તે ભગત નથી, પણ જાદુગર અને લુચ્ચો ઠગારો છે.

માંડળીક રાજા આ જોઇ અચંબો પામ્યો અને પુછ્યું તેની સાબીતી ? સારંગધરે કહ્યું એક સાબાતી તો એ કે, વડનગરથી મારા દોસ્તદાર મદનમેહેતાને ત્યાંથી તેની દીકરી જુંઠીબાઈનું વેવીશાળ કરવા દીક્ષીત આવ્યો હતો, તેને આ પણા ગામના ત્રણસો વર અને ત્રણશો ઘર બતાવ્યાં, કે જે મને ઘેર પુરણ સાહ્યબી, અને એક બીજાથી ચઢે તેવા પણ કોણ જાણે તેણે દીક્ષીતને શું કર્યું, કે એકે વર તથા એકે ઘર તેની નજરમાં આવવા દીધું નહી, ને છેવટે પોતાના દીકરા શામળીઆ સાથે તે શગપણ ઉતાર્યું.

માંડળીક કહે કાંઇ બીજું ? સારંગધર કહે બીજું એ કે, પંદર વીશ દીવસ ઉપર એકલો જતો હતો ત્યારે પુછ્યું કે કયાં જાય છે ? ત્યારે કહે ભગવાનને કંકોત્રી આપવા; બાદ તે આ કોકનું લુંટી, રથમાં બેસી આઠ દસ સ્વારો લઇ આવ્યો તેણે ગમે તેને જાદુના જોરે ભીખ મંગાવીછે; એને એવાં ઘણાં ઘણાં કુકર્મો ભજનને બ્હાને કરે છે.

ઉપલી વાત સાંભળી માંડળીક રાજા વીચારમાં પડ્યો. અને વિચાર્યું કે, લોકોના કહેવામાં તે પરમ ભક્ત છે, ને આ લોકો ઇર્ષાને મારે આમ બોલતા હોવા જોઇએ. તેની મને તો ખાત્રી છે; તેની પરીક્ષા લઈ આ લોકોને સંખ્ત ઠપકો આપવો; એવો વીચાર કરી સારંગધરને કહ્યુ ઠીકછે. હું તેનો તપાસ કરીશ.

સારંગધરે કહ્યું મહારાજ ! એની પાસે જાદુનું બળ છે. માટે જોજો ! તમને પણ જાદુમાં આંજી નાંખે નહી, કહી વીદાય થયા.

માંડળીક રાજાએ તરત શેવકને બોલાવી એક ચાંદીના થાળમાં સુંદર વસ્ત્રો તથા એક હજાર સોના મ્હોરની થેલી મુકી નરસીહરામની પરીક્ષા કરવાના હેતુથી નરસીંહરામના ઘેર ભેટ તરીકે મોકલાવ્યો અને વિચાર્યુ કે જો સારંગધર કહે છે તેમ તે માયાને વશ હશે તો તે ભેટ કબુલ કરશે, કારણ તેને ઘેર વીવહાનો પ્રસંગ પણ છે અને જો નિર્વિકાર હશે તો તે મારી ભેટ કબુલ રાખશે નહિ. તે મારે જાતે જયને જોવું એવો નિશ્ચય કરી નરસિંહરામને ઘેર ગયો.

માંડળીક રાજાના સેવકોએ નરસિંહરામને ઘેર આવી માંડળીક રાજાએ મોકલેલી ભેટ નરસિંહરામના મ્હોં આગળ મુકી. ભેટ જોઇ નરસિંહરામે કહ્યું, મારે ભેટને શું કરવી છે ? આ ભેટ મારે કામની નથી. ત્યાં માંડળીક રાજા આવવ્રાના સમાચાર એક શેવક મારફત મળ્યા. નરસિંહરામ માંડળીક રાજા સામે ગયો. અને માંડળીક રાજાને માન આવકાર સહીત મંદીરમાં લાવ્યો, ને તેમણે મોકલેલી ભેટ પાછી લેવા માટે કહ્યું.

માંડળીક રાજાએ કહ્યું, નરસિંહરામ ભકત મેં તમને તમારા ઘેર લગ્ન પ્રસંગ હોવાથી આ ભેટ મોકલી છે તે સ્વીકારો; નરસિંહરામે કહ્યું, મહારાજ ! આ માયાને શું કરૂં? ને આવા વસ્ત્રો મારી ઉંમર ધરીને પહેર્યા નથી. તો તે હવે શી રીતે ધારણ કરૂં; માટે મહારાજ ! તેવી માયાથી હું દુર છું. ને જો આપવાની ઇચ્છા હોય, તો ઠાકોરજીને ભોગ સામગ્રી કરી ભોગ ધરાવો, ને સાધુ સંતને જમાડો. તે શી

વાય બીજું કાંઈ મારા કામનું નથી.

માંડળીક રાજા આથી પ્રસન્ન થયો. અને નરસિંહરા મને ઘણો ધન્યવાદ આપ્યો ને સાધુ સંતનો ભંડારો કર્યો, અને ઠાકોરજીને ભોગ સામગ્રી ધરાવી. નરસિંહરામને સંતોષ્યો

માંડળીકે ઘેર આવી સારંગધરને બોલાવ્યો. અને તેને સખ્ત ઠબકો આપ્યો, અને નરસિંહરામને ધન્યવાદ આપ્યો. આથી સારંગધરને ઘણી ઇર્ષા ઉત્પન્ન થઇ, અને તેને પાછો પાડવાનાં કામમાં રોકાયો. અને મન સાથે તેને દરેક કામમાં પાછો પાડવાનો નિશ્ચય કરી જખવાણો પડી ઘેર ગયો.

મહેતાજી સાથે ઓધવ, અંક્રૂર અને દશ જાદવ સ્વાર જોઈ. મેહેતીએ ગુસ્સામાં કહ્યું. આટલા બધા માણસોને ક્યાંથી લાવ્યા ! મેહેતા કહે હળવે બોલો, હળવે બોલો, તેઓ સાંભળશે. મેહેતી કહે સાંભળશે તો શુ થશે! કાંઇ તેના બાપની ઓશીયાળ બોશીયાળ છે ! મેહેતા કહે તુ ઓળખતી નથી; મહેતી કહે મારે ઓળખીને શું કામ છે? હશે કોક તમારા જેવા વેરાગીને વેરાગી. મેહેતા કહે વેરાગી નથી પણ તેઓ લગ્નને માટે સાહીત્ય કરવા સારૂ આવ્યા છે, માટે બોલશો નહીં, જે જે સામગ્રી એઇએ તે કહો ? મહેતી કહે પ્રથમ તો મહુરતમાં વડીઓ, પાપડ જોઇએ. મેહેતા કહે તૈયાર જોઇએ ! મેહેતી કહે ના, અમે બાય-ડીઓ બેશી મુકીએ એવું જોઇએ. મેહેતાએ ઓધવજીને કહ્યું, આ કહે તે ચીજા હાજર કરો. ઓધવજીએ ઇશ્વર-સ્મરણ કર્યું. તેજ વખતે ચોળાના પીઠાનાં તૈયાર તપેલાં તથા પાપડ વણવાનાં અડદનાં લોટનાં તૈયાર કરેલાં ગુલ્લાં અંત્રીક્ષથી ઉતર્યા.

મેહેતીએ મેહેલ્લાની સ્ત્રીઓ એકઠી કરી, વડીઓ મુ

કવા તથા પાપડ વણવાનું કામ કર્યું, ને ગાણાં ગાવા માં- ડયાં ને વડીઓ પાપડ તૈયાર કર્યાં.

ત્રીજે દીવસે મેહેતીજીએ મેહેતાને કહ્યું કે આજે વર ઘોડો ચઢાવવાનો દીવસ છે. માટે વરઘોડાની સાહીત્ય તઈ- યાર કરો. મેહેતાજીએ ઓધવજીને કહ્યું. ઓધવજી કહે શું શું જોઇએ? મેહેતા કહે તે પુછો ઘરમાં, ને તે કહે તે તૈ યાર કરો, ઓધવજી કહે શું શું જોઇએ, તે અમો જાણીએ છીએ પણ કેટલું કેટલું જોઇએ? મેહેતાજી કહે શુંશું જોઇએ તે તમો જાણોછો, તો કેટલુ કેટલુ જોઇએ તે પણ જાણતા હશો. જેટલુ જોઇએ તેટલુ તૈયાર કરો ઓધવજી કહે પણ તમારે કહેવું જોઇએ. કહો? ગાડીઓ, ઘોડા, બગીઓ પા. લખીઓ......મેહેતા કહે બસો પાંચશો ઘોડા, બસો પાંચ· સો હાથી, બસો પાંચશો પાલખીઓ, બસો પાંચસો બગીઓ અને જરૂર જોગાં વાજીંત્રો; ત્યાં ઓધવજીએ ઇશ્વરનું ધ્યાન ધરી સર્વે ચીજો અંત્રીક્ષથી મંગાવી તૈયાર કરી, અને સઘળી ચીજો તૈયાર થઇ, કે મહેતાજીને આંગણે ધા· મધુમ શરૂ થઈ.

નરસીંહ મેહેતાને આંગણે ધામધુમ જોઇ, સટાકચોરે નાગરો એકઠા થયા, અને માંહોમાંહી વીચાર કરવા લાગ્યા કે મારા બેટાએ ઠેઠ સુધી ત્રેશ ભજવ્યો! સારંગધર કહે ભજવવા ઘો, પણ તે વર કન્યા પરણવાનાં નથી; તોરણે- યા વર પાછો આવશે, તોરણેથી તમો ઉંચા નીચા શા માટે થાઓછો? એકતો મારો મદનમેહેતો ઉપર લખેલ કાગળ મીથ્યા થવાનો નથી; બીજું માંડળીક રાજાને અમો એ પુરો ભરમાવ્યો છે. તે પણ તેને છોડવાનો નથી; સમ જો કે હમણાં રંગમાં ભંગ પડયો.

કપટરાય કહે સારંગધર, તે તો જેમ બનવાનું હશે તેમ બનશે; પણ નરસીંહ આપણને નોતરે તો આપણે શું કરવું ? સારંગધર કહે શું કરવું શું ? નોતરાં કબુર રાખવાં નહી, ને શામળીઆનો વરઘોડો આપણા સટાકચોરા પાસે થઇને નીકળે ત્યારે આપણે અવળાં મોઢાં કરી ઉભા રહેવું. વરઘોડાના સામું પણ જોવું નહિ. વરઘોડાના સામુ જુવે તેને ज्ञाती બહાર મુકવો.

બધા નાગરોએ તે વાત કબુલ કરી, ત્યાં સારંગધરે કહ્યું, મ્હોઢાની કબુલત નહી. કરો એકડા કે જે વરઘોડાના સામુ જુવે તેને ન્યાત બહાર મુકવો; ત્યાં ખડીઓ, કલમ તથા કાગળ લાવી કરારનામુ કરી, સર્વે જણાએ સહીઓ કરી ઠરાવ બહાલ રાખ્યો, તે ઠરાવમાં સાતસો સહીઓથઇ

સહીઓ કરનારા સટાક ચોરે બેઠા છે, પણ તેમના છોકરાઓ કોઈ સહીઓ કરવા આવ્યા નથી, ને તેમને આ ધામધુમની ખબર થતાં વીસથી ત્રીસ વર્ષના બસો ત્રણસો જુવાનીઆઓ ટોળે મળી નરસિંહરામને ઘેર આવ્યા. નરસીંહરામે તેમને આવકાર આપ્યો ત્યારે તેમણે પુછ્યું ? નરસિંહરામ કાકા ! આ બધુ કોને માટે ? નરસિંહ કહે જે બેસે તેને માટે. તમો બેસો તો તમારે માટે- સર્વ જણા આ અલોકીક શોભા જોઈ જવાનો નિશ્ચય કરી. વડીલોની આज्ञा માગવા સટાકચોરે ગયા.

સટાકચોરે જઇ જુવાનીઆઓએ તેમના વડીલો પાસે રજા માગી. તેમના વડીલો ગુસ્સે થયા અને ના કહી. આથી સર્વે પાછા વળ્યા, ને વીચાર કર્યો કે આપણે તો બસ જવુંજ; જેમણે એકડા કર્યા હોય તેમને ના આવવું હોય તો તેમની મરજી. માટે ચાલો તૈયાર થઈ મેહેતાને ઘેર ત્યાં એકે કહ્યું તૈયાર શી રીતે થવું ? કુંચીઓ કરસનજીના

હાથમાંને. પોશાક દાગીના તેમના કબજામાંને. સર્વે જણે કહ્યું ચાલો નરસિંહરામને ઘેર, જો તે કાંઇ સોઈ કરી આપે તો તે કરી આપશેજ. નહીતર આ બધી સાહીત્ય કરી છે તેમાં બેશસે કોણ ? સર્વે જણા એક મત થઈ નરસિંહરામને ઘેર ગયા.

સર્વે જણે કહ્યું, નરસિંહરામ કાકા ! અમારા વડીલો એકડા કરી બેઠા છે. નરસિંહ કહે એકડા શાના ? જુવાનીઆ કહે તમારા વરઘોડામાં નહી આવવાના. બીજો કહે નહી આવવાના તો નહી આવવાના, પણ વરઘોડો જુવે તેને પણ ન્યાત બહાર મુકવો એવો ઠરાવ કર્યો છે.

નરસિંહરામ કહે, તમારા વડીલોએ એકડા કર્યા છે, તો તમો કરો બગડા. જુવાનીઆ કહે શી રીતે ? નરસીહરામ કહે તમો ચાલો. જુવાનીઆ કહે પણ વસ્ત્ર દાગીના રહ્યા તેમની, પાસે, તે શીવાય કાંઇ અવાય મેહેતાએ ઓધવને કહ્યું આમને શોભતા શણગાર અને વસ્ત્ર આપો. ઓધવે ઇશ્વિર સ્મરણ કરી પોશાક દાગીના સર્વે આપ્યા.

પોશાક દાગીના પહેરી સર્વે જણ કોઇ હાથી ઉપર, તો કોઇ ઘોડા ઉપર, ને કોઈ બગીમાં, એ પ્રમાણે મન ગમતી સાહિત્ય ઉપર બેઠા. તેમાંનો એક જણ ગયો સટાક ચોરે, તેને જોઇ સારંગધર કહે, ગધેડીના હેઠો ઉતર. ક્રોધીલાલ કહે નથી ઉતરતા, કહો શું કરશો ? સારંગધર કહે નહી ઉતરે તો ન્યાતી બહાર મુકીશું. જો તારા બાપનો કરેલો એકડો. ક્રોધીલાલ કહે મારા બાપે કર્યો છે. કાંક્ષ મે કર્યો નથી સમજ્યા ? સારંગધર કહે તારા બાપે કર્યો તે તારી સાત પેઢીએ કર્યો. સમજ્યો ? ક્રોધીલાલ કહે વારૂ સમજ્યો પણ હું કાંઇ એકલો નથી; મારા સાથે બીજા બસો અઢીસે

છે. તેમનું સર્વેનું થશે, તે મારૂ થશે. સર્વે કહેહેં ! બીજા બસો અઢીસો છે ! ક્રોધીલાલ કહે હા. આ પ્રમાણે વાતચીત ચાલે છે, ત્યાં સર્વે જણા ઇચ્છીત વાહન ઉપર બેઠેલા, સટાકચોરા આગળ આવ્યા.

સારંગધર કહે ખબડદાર બધા હેઠા ઉતરો. સરવે જણાએ કહ્યું નથી ઉતરતા. સારંગધર કહે બધા પસ્તાશો. તમને બધાને ન્યાત બહાર મુકવા પડશે. સરવે જણે કહ્યું, હમો છીએ એટલાનું તડ જુદું પાડીશું, પણ શામળશાની જાનમાં જઇશું. સારાં સારાં પકવાન અને માલમસાલા ઉડાવીશું. સરખા સરખા મીત્રો મનગમતી મોજ માણીશું, ને દેશ પ્રદેશના માણસોની મુલાકાત કરીશું. અને આનંદથી ફરીશું તમો તમારે શામળશાના વરઘોડાની ધુળ ઉડે તેમાંથી નવટાંક પાશેર જે તમારા ભાગ્યમાં આવે તે ફાકો અમે તો આ ચાલ્યા.

જુવાનીઆએ એક પછી એક વરઘોડાની ધામધુમમાં ભળી ગયા. ત્યાં નાગરોએ વીચાર કર્યો, છોકરા તો ગયા; બધાને કાંઇ ગ્નાતી બહાર મુકાય તેમ છે ! સારંગધર કહે રામ રામ કરો. એકાદ જણુ હોય તો મુકાય, બધાને ગ્નાતી બહાર મુકીએ તો પછી ન્યાતમાં રહ્યું શું ! ત્યાં સરવેએ કહ્યુ, ત્યારે પાવક પ્રસાદ કેમ કરીશું ? પાવકપ્રસાદ કહે કેમ કરીશું શું ? આપણે પણ ચાલો. ત્રષ્ણાપ્રસાદ કહે પણ એકડા કર્યા છે તેનું ? ઉર્મીપ્રસાદ કહે તેનું શું ? હાથે થાપવું, ને હાથે ઉથાપવું; એકડાંનું કાગળીયું ફાડી નાખો. સરવે જણા એકમત થઇ કાગળીયું ફાડી નાંખ્યું.

કાગળીયું ફાડી નાંખી સૌ નરસિંહરામના ઘેર સગા થવા ગયા, અને સરવે જણાએ સગાઇની ઓળખ આપવા

માંડી. કોઇ મામાની તો કોઇ માશીની, ને કોઇ સાસરાની તો કોઈ ફોઈની, એમ ઓળખાણ આપી કહ્યુ, પહેલાં કહાવવું હતું ને ? આતો ધામધુમ જોઇ ત્યારે વીચાર કર્યો કે આજે નરસિંહને ત્યાં શું છે ? તે પુછવા આવ્યા; કાંઇ કામકાજ હોય તો સુખેથી બતાવો. જુદા સમજશો નહીં. અમે સૌ તમારાજ છીએ.

નરસિંહરામે કહ્યું, કામકાજમાં બીજું કાંઇ નથી. પણ જાનમાં જવા તૈયાર થઇને આવો, એટલે મ્હોટો ઉપકાર કર્યો તેમ સમજીશ. સરવે જણાએ કહ્યું સારૂ, કહી જાનમાં જવા તૈયાર થવા ઘેર ગયા અને થોડીવારમાં તૈયાર થઇને આવ્યા; સ્ત્રીઓ પણ એકઠી થઇ, અને વરઘોડો ચઢયો



# પ્રકરણ ૭ મું.




ચકવંદ શામળશાના વરઘોડાની શોભા જુવો આગળ ધ્વજાનું ઝાડ જેમાં અમુલ્ય ધ્વજાઓ ફરકી રહ્યા છે. તેની પાછળ નીશાનડંકો ઉંટ ઉપરછે ને છડીદાર પણ સાથેજ છે, ને તે શામળસાની નેકી પોકારી રહ્યાછેતેની પાછળ બગીઓની હાર શોભી રહી છે. જે નાગરો નરસિહરામની ચેષ્ટા કરતા હતા. તેજ નાગરો ઉત્તમ વસ્ત્રો ધારણ કરી બગીમાં બેશી વરઘોડાની શોભામાં વધારો કરે છે તેની પાછળ મેનાં, પાલખી આદી દીપી રહ્યાં છે. પાલખીઓ જરીની અને ખરા મોતીની ઝુલો શોભી રહી છે. તેમાં નાગરની બાળાઓને શણગારીને બેસાડેલી છે. તેની પાછળ હાથીની હાર શોભી રહી છે તેમના ઉપર અમુલ્ય અંબાડીઓ શોભી રહી છે. ગળામાં ઘંટ નાદના રણકા થાય છે. તેના ઉપર મહાવતો સુંદર વસ્ત્રો પહેરી હાથમાં અંકુશ લઇ હાથીને ચલાવે છે. તેની પાછળ ઘોડેસ્વાર બની નાગર બાળકો છાએલા બની દીપી રહ્યા છે તેમની શોભાનું વર્ણન કરતાં પ્રષ્ટોનાંપ્રષ્ટો ભરાઇ જાય તોપણ ત્યાગ આવે નહી. એવા અમુલ્ય શોભાયમાનબની ઘોડાનેનચાવતા નચાવતાચાલેછે ઘોડાના ઘુઘરા ઘમકી રહ્યા છે તેની પાછળ નગારાં તાંસાં ઢોલઆદી વાજીત્રોનો નાદ વરઘોડાની શોભામાં અતી વધારો કરે છેતેની પાછળ સુદીર વાડી કે જેમાં સોનાનાં મણીજડીત્ર ફુલોદીપી રહ્યાં છે. જે ચોતરફ ફુંવારા ગોઠવ્યા છે. તે દરેક ફુંવારા પુતળીના માંથા ઊપર ગોઠવ્યા છે. ને વચ્ચેનો ફુંવારો મ-

ણીમય હાથીની પીઠ ઉપર ગોઠવેલો છે. ને મોતીની ઝાલરો ચારે તરફ ઝુકી રહી છે. એવી અમુલ્ય વાડી લુંટવા માટે ઘણા માણુસોનાં ટોળાં તે વાડી પાછળ ચાલે છે. તેની પાચળ દારૂખાનું ઉત્તમ પ્રકારનું ફુટે છે. હવાઇઓ આકાશમાં ઉડી, તેમાંથી અનેક રંગના તારાઓ નીકળે છે. કોઠીઓ પણ ઘણી ઉત્તમ પ્રકારની છે. જેની શેડો ગગન સુધી ઉડીને જાય છે. દરેક શેરી શેરીને ગલી ગલી દારૂખાનાનાં ઝાડ ખોડવ્યાં છે. જે ઝાડ વરઘોડો નજીક આવતાં ફોડવામાં આવે છે; ને તેથી વરઘોડાની અતુલ્ય શોભા થઈ રહે છે. બીજાં ઘણાં દારૂખાનાના ફાળકા, જનાવરો, પટારા વીગેરે ફુટી રહ્યાં છે, જે જોવા લોકના થોકના થોક એકઠા મળ્યાં છે. જેથી પુષ્કળ ગીરદી થઇ રહી છે. તેની પાછળ છત્રીસ વાજાં, જેવાં કે છત્રિજન વાજુ, ટેટીનુંવાજુ, પરઘમવાજું, સરગમવાજું, શરણાઇવાજું, વિગેરે સરવે વાજાં સુરથી વાગી રહયાં છે. જેના નાદથી સરવે અતિશય આનંદ પામી નરસીંહરામને લાખો ધન્યવાદ આપે છે. તેની પાછળ સાજનમાં મલપતા હાથીની માફક નાગરજનો મલપતા ચાલે છે, ને માંહોમાંહી વરઘોડાની શોભાનાં વખાણ કરે છે. તેની પાછળ શામળશા વરરાજાનો ઘોડો દીપી રહયો છે. જેના ઉપર હીરા જડીય સોનેરી સાજ નાંખ્યું છે. ને જેનો જોડો જગતમાં નથી એવો અનુપમ ઘોડો છે, એવા ઘોડા ઉપર શામળશા દીપી રહયોછે. હાથમાં પાન શ્રીફળ ને સોપારી દીપી રહયાં છે. જરકસીનો જામો શોભી રહયો છે. હીરા જડીત મુગટ માથે દીપી રહયો છે કેશરી રંગનું પીતાંબર પગની પાની સુધીનું દીપી રહયું છે. હીરા માણેક અને મોતીએ ભરેલો દુશાલો ખભે નાંખ્યો છે. માંથે સુવાસીત ફુલોનો ખુંપ નાંખી દીધો છે. પીઠીથી હા-

થ પગ પીત વર્ણના શોભી રહયા છે. એવો અતુંલ્ય શો· ભાવાળો ઘોડા ઉપર શોભી રહયો છે. તેની પાછળ કુંવરબા ઇ અમુલ્ય વસ્ત્ર શણગાર પહેરી, હાથમાં કાંસાની વાડકીમાં લુણ (મીઠું) ભરી, રૂમાલમાં ઝાલી લુણ ઉતારે છે, અને આનંદના ગીત ગાય છે. તેની પાછળ માણેકબાઇ અમુલ્ય નસ્ત્રો પેહેરી હાથમાં નામણુ દીવો ઝાલી બાજી અનેક ગવ રીઓ સહ આનંદ મંગળનાં ગીતો ગાતી ગાતી મલપતી ચાલે છે. જેની શોભા વર્ણવી જાય તેવી નથી, એવી રીતે વરઘોડો નીકળ્યો. જેને ત્રીકમજી સહાયક હોય તેને શી વાતનો ટોટો હોય ? ધન્ય છે નરસિંહરામને કે જેણે ભગવાનને પોતાના કરી રાખ્યા, અને ભગવાનને પોતાના કર્યા. તો તેના શું લ્હાવ પુર્યા તે સરવે જણે જાણ્યા.ભ કત પાછળ ભગવાન ભકિતને વશછે. માટે મારા સુજ્ઞ વાં- ચકવૃંદ નરસિંહરામે તેની ભકિત એક નીષ્ટાથી કરી તો તે મણે તેના સરવે કોડ પુરા કર્યા. જો તમો તે પ્રમાણે કર· શો તો તે તમારા કોડ કેમ પુરા નહી કરે ? માટે એક ની· ષ્ટાથી તેની ભકિત કરી તેને વશ કરવા શકિતમાન થાઓ.

ઉપર પ્રમાણે વરઘોડો ચઢયો. ને વરઘોડો સવારથી ચઢવા માંડયો, ત્યારે છેક રાત્રીએ શામળસા ઘોડા ઉપર બેસવા પામ્યો. વરઘોડો નીકળ્યા બાદ મેહેતાજીએ ઓધવજીને ક- હયું હમારા માટે તૈયારી કરો. ઓધવજીએ કહ્યું, કહો ત- મારે માટે શું શું જોઇએ ? મેહેતા કહે એક ગાડામાં ઢોલકાં, એકણાં પખાજો, એકમાં તંબુરા, ત્રણ ગાડાં કાંશી જોડાનાં ભરો. બીજાં ઘુઘરા, ઘડીયાળ મંજીરા, શંખ ખંજરીઓ ગોપીચંદન, છાપાં, ગેરૂ, તુળશીની માળાઓ વીગેરેનાં ઘોડા ગાડાં ભરો,

સાધુઓ કહે ભકતરાજ ? બજાનેવાળા પાંચ પચાસ,

તો આ ગાડે ગાડાંને શું કરશો ? મેહેતા કહે જ્યાંથી સાધુ દેખીશું ત્યાંથી તેમને સાથે લઇ જઇશું. દરેક સાધુના પગમાં ઘુઘરા બંધાવી, હાથમાં કીડતાલ આપી, રાધેકૃષ્ણ, રાધેકૃષ્ણ, રાધેકૃષ્ણ, રાધેના ઉચ્ચારો કરતા તૈયાર કર્યા ને ઓધવજીએ મેહેતાએ માગેલી તમામ સામગ્રીનાં ગાડે ગાડાં ખડાં કરી દીધાં. તે ગાડાં સહ શામળીઆલાલનીજય બોલાવી પાછલી રાત્રે મેહેતાજી નગ્ર બહાર આવ્યા, અને ભગવાનને બોલાવા સ્તુતી કરવા માંડી.

## સ્તુતી.

( સુંદર શામળીઆ ) એ રાહ.

ગોવરધન ધારી, વગે વેહેલા આવો,
અર્જ ઉરે ધારી, શુદ્ધી વચનની લાવો—ગોવરધન.
વાટ જોઉં છું તારી હરજી, વહેલા આવો સુણીઆ અરજી;
જો નાવે તો તારી મરજી, વચન આપી શાદને પૂર્યજી;
આવો તો ઝટ આવો—ગોવરધન.
જાદવ સ્વામી જાગો તમે તો, અગણીત ખોડે ભરીયા અમેતો:
યાદ ન લાવો પ્રભુ આ શમેતો વહેલા આવો તમને ગમે તો;
છે તમપર સાચો દાવો—ગોવરધન.

---

ઓધવજી કહે મહેતાજી ચાલો. મહેતા કહે હુંતો તેના (હરીના) આવ્યા શિવાય એક ડગલું પણ દેનારો નથી. ઓધવજી કહે તમે ચાલો ને તે ( ભગવાન ) રસ્તામાં આવી મળશે. નરસિંહમહેતાએ માન્યું નહી, ને ભગવાને આપેલી તાલ ખખડાવી પોકાર કર્યો.

## મરાઠી સાખી.

તાલ લઇ ખખડાવી મહેતે, મુખે બોલાવ્યા હરજી;

વાર કરોછો શાને વીટલ, પોકાર ઉરમાં ધરજી,
ખોટી થવાનો, પણ તુમ વિણ નહી જાવાનો.



નરસીંહમહેતાની તાળનો રણકાર તથા હરજીનો પોકાર સાંભળી કૃષ્ણ ભગવાને એકદમ સરવે રાણીઓને બોલાવી તૈયાર થવાનું કહ્યું. અને ગરૂડને બોલાવી સરવે રાણીઓ ગરૂડ ઉપર બેશી, ભગવાન જુનાગઢની ભાગોળે જ્યાં નરસિંહ હઠ કરી ઉભો છે તે તરફ ગયા.

ભગવાનનો ખટભડાટ સાંભળી બળદેવજીની સ્ત્રી જાગૃત રયાં અને કૃષ્ણને જતાં જોઈ બળભદ્રને જગાડયાઅને કહ્યુ સ્વામીનાથ ! સરવે રાણીઓ સહ કૃષ્ણજી કયાંક ગયા; કાંક ભય આવ્યો હોય તેમ જણાય છે, નહીતર રાણીઓ સહ શા માટે જાય ? બળભદ્ર કહે ભય બય કાંઈ નથીપણ જુનાગઢમાં તેમના ભકત નરસીંહરામનો પુત્ર શામળીઓ પરણે છે તેની જાનમાં ગયા હશે. બળભદ્રની સ્ત્રી કહે સ્વામીનાથ ! ભગવાન જાયને આપણે નહી? બળભદ્ર કહે ઇચ્છા હોયતો ચાલો. ચાલોનું વાકય સાંભળી બળભદ્રની સ્ત્રી તૈયાર થઇ; બળભદ્ર સર્વે જાદવોને સાથે આવવા આજ્ઞા કરી તેથી છપ્પનકોટી જાદવો તયાર થયા. તેમને લઇ બળભદ્ર વિમાનમાં બેશી આકાશ માર્ગે આવ્યા

ઇંદ્રપુરીમાં ઇંદ્રાણી જાદવોનો ખળભળાટ સાંભળી ઇંદ્રને કહે પ્રાણનાથ ! આટલો બધો ખળભળાટ શાનો થાય છે? ઇંદ્ર કહે જુનાગઢમાં નરસીંહરામનો છોકરો પરણે છે તેની જાનમાં સો જાયછે, તેનો આ ખળભળાટ છે. ઇંદ્રાણી કહે મૃત્યુ લોકના વીવ્હા જોવાનું મને પુરણ મન છે,

માટે આપણે પણ ચાલો ભકતના ઘરની જાનમાં, ઇંદ્ર તેત્રીશ ક્રોડ દેવતા સહ, ઐરાવત હાથી ઉપર બેશી આકાશ માર્ગે આવ્યા.

સાવત્રીએ બ્રહ્માને સુચવ્યું તેથી અઠયાસી હજાર રૂ· પી લઈ બ્રહ્મા હંસ ઉપર સ્વારી કરી આકાશ માર્ગે આવ્યા

પાર્વતીની વીનવણીથી શંકર પણ નંદી ઉપર સ્વાર થઈ ભુત, ભેરવ, ગણ, વીર, વૈતાળ, ડાકણ, શાકણ, ચુડેલ રોગ, દોગ, એ સરવે લઇ આકાશ માર્ગે આવ્યા.

ભગવાન ગરૂડ ઉપરથી ઉતરી નરસીંહરામના સામા આવીને ઉભા રહ્યા, અને નરસીહ જે તેના ધ્યાનમાં હતો તેને કહ્યું. નરસીંહ ! નરસીંહ ! નરસીંહ ધ્યાનમાંથી જા· ગ્રત થયો અને કહ્યુ પ્રભુ પધાર્યા ? ચાલો ચાલો જાનમાં. ભગવાન કહે હું એકલો નથી. નરસીંહ કહે ત્યારે કોણુ કોણુ છો તે તો કહો ?

ભગવાન કહે મારી પાછળ છપ્પન કોટી જાદવો સહ વડીલ બંધુ બળભદ્ર. તેની પાછળ તેત્રીસ ક્રોડ દેવ લોય સહ ઈંદ્રિ, તેની પાછળ અઠયાશીહજાર રૂષીસહ બ્રહ્મા, તેની પાછળ ભુત બ્યંતર આદિ સૈન્ય સહીત શંકર.

નરસીંહ કહે બધાને નીચા ઉતારો. ભગવાન કહે આ વરઘોડો પંદર ગાઉ તો પહોચ્યો છે, અને જો બધા નીચા આવે તો મદનમહેતાને ઝાંપે પહોંચતાં એ રસ્તામાં માય નહી, માટે તમે નીચે ચાલોને હમો સર્વે ઉપર ચા· લીશું. તેમાંથી ખપ જેટલા નાગરરૂપે તારૂં કાર્ય કરીશું. માટે તું નીર્ભય રહે.

પ્રભુ પધાર્યા એટલે મહેતાજી આગળ ચાલ્યા. તે ગાઉએ ગાઉએ મુકામ કરતા, અને વાવોને કુવા ખોદાવતા ખોદાવતા આગળ ચાલ્યા. બંદુકોના અવાજથી તથા વાજીંત્રોના સુરથી ગામે ગામના લોકના થોકે થોક ગામની ભાગોળોમાં વરઘોડો જોવા એકઠા મળ્યા હતા. તે વરઘોડો જોઇ વખાણ કરતા જાય છે, તેને નરસિંહરામે કહ્યું જાયે શો દહાડો વળ્યો. હેંડો જાનમાં જોડે, ખાજો પીજો આણંદ કરજો.

લોક કહે કોઇ નથી કહેતું કે જાનમાં હેંડો, પણ આ વેરાગી કેમ કહે છે કે જાનમાં હેંડો ? સાધુઓ કહે એ વેરાગી નથી, પણ વરનો બાપ છે. નરસીંહરામને ઓળખી ઘણાં માણસો જાનમાં ગયાં.

પ્રથમ નીશાન ડંકો વડનગરની ભાગોળમાં આવતાં મદનમેહેતા તે જોવા અગાસી ઉપર ચઢયા, અને જાનનું અથાગ દળ જોઇ સ્તબ્ધ બની ઉભા રહ્યા. તે સવારથી સાંજ પડી પણ જાનના દળનો છેડો આવ્યો નહી, તે જોઈ ગભરાયા અને વિમાસણમાં પડયા.

મદનમેહેતાએ વીચાર કર્યો, હવે ખાલી વિમાસણ કરવાથી ફાયદો શું ? અગણીત દળને મારા ગામનું પાણી પુરૂ ના પડે તો તો ખવરાવાનું તો કયાંથીજ બને? મારી તમામ દોલતની વટાવીને પૈઓ કરૂ, તોપણ એકેકી પઇ પુરી ના પડે. વળી રસોઇ કરવા માટે લાકડા કયાંથી લાવીશ ? ઓઢવા પાથરવાનુંએ કયાંથી લાવીશ ? ને હું હવે શું કરીશ ? હવે ઇજત રહેવાની નથી, માટે અફીણ ઘોળીને પીવું અને નીશ્ચીંત થઇ સુઇ જવું કે પાછળ ગમે તે

થાય, પણ નહી દેખવું કે દાઝવું. એવો નીશ્ચય કરી મદન મહેતાએ અફીણ ઘોળી તૈયાર કરવા માંડ્યું.

દીક્ષીતે જાણ્યું લાવ્ય હું મદનમેહેતાની ખબર કાઢું આટલુ માણુસ દેખી મહેતાનો જીવ ઠેકાણે નહી રહે એવો વીચાર કરી દીક્ષીત મદનમહેતાને ઘેર આવ્યો.

મદનમેહેતો અફીણનો વાટકો ભરી પીવાની તૈયારી-માં છે, એટલામાં દીક્ષીત આવી પહોચ્યો, અને મદનમહે-તાની અફીણનો વાટકો મ્હોઢે માંડવાની તૈયારી જોઇ તેણે તે વાટકો ઝુંટાવી લઇ ફેંકી દીધો, અને કહ્યું મહેતાજી ! આ શું કરો છો ? આવાં ગાંડા તમને શોભે !

મદનમહેતા કહે ગોર મહારાજ! હવે ઇજત રહેવાની નથી. અને આટલાં માણસોને ગામનું પાણી પુરૂ ના પડે તો હું પામર શી રીતે પુરો પડું ? મારૂ તે શું ગજુ ? છતાં મારી તમામ મીલકત તમને સોંપુછું. તમો તમારે દીકરીને પલણાવજો, ને જો તમારાથી ન પહોંચાય તો તમો પણ કાલે મારી માફક દેહનો અંત આણજો. તમારૂ કર્યું આ જ હું વેગરૂ છું, ને કાલે તમે વેગરજો.

દીક્ષીત કહે આવા અવળા વિચાર શામાટે કરો છો તમારા ધન ભાગ્ય સમજો કે આગણે ભગવાન વહેવાઇ થઇ આવ્યા છે. માટે નરસીંહરામને મળી હરજીનાં દર્શન કરી પવિત્ર થાઓ. નરસીંહમહેતાના દર્શન કરવાથી તમને હરીના દર્શન થશે; મદનમહેતા કહે એતો દીઠા દેવને પ-હોચી જાત્રા. તમો તમારે દર્શન કરી પવિત્ર થાઓ મારે તો હવે આ દેહનો અંત આણવો એજ નીશ્ચય છે. દીક્ષી તેમને સમજાવા માંડયા.

નગ્રની ભાગોળે દારૂ ખાનાનો અવાજ સાંભળી નગ્રનો રાજા ચમકયો. અરે ! બહાર લશ્કર કોનું આવ્યું છે? સભાજનોએ કહ્યું, મહારાજ ! લશ્કર નથી, પણ મદનમહેતાને ઘેર જાન આવી છે. રાજા કહે કોના ઘરની ? સભાસદો કહે જુનાગઢના નરસઇભગતના ઘરની જાન આવી છે રાજા કહે આટલો બધો ઠાઠ ? સભાસદો કહે ઠાઠ કેમ ન હોય ? જેને ભગવાન વશ, તેના ઠાઠની વાત કરવાની હોય ? રાજા કહે હેં ! ભગવાન વશ ! તો તો જરૂર જાનમાં ભગવાન હશે; માટે ચાલો ભગવાનનો દર્શન કરી પવિત્ર થઇએ. સભાસદો ખુશી થયા અને રાજા સહ મદનમહેતાને ઘેર ગયા.

મદનમહેતાને ઘેર રાજા સભાસદો સહ ગયા. મહેતાને દીક્ષીત સાથે રકઝક કરતા જોઇ રાજાએ કહ્યું મદનમહેતા, શી રકઝક કરો છો. મહેતા કહે કાંઈ નહી; રાજા (મદનમહેતાનો ગભરાટ જોઇ —મદનમહેતા ગભરાશો નહી; ઘણી પેઢીથી આપણા ખજાના હીરા માણેક અને રત્નથી ઉભરાઇ જાય છે, તે સરવે ખજાના ખાલી થાય ને ઉપર પાંચ પચાસ કરોડનું દેવું થાય તો પણ ગભરાશો નહી, ને તે સર્વ ધનથી પ્રભુના પરમભક્તની જાનને સંતોષ આપો અને કોઇ રીતે કોઇને દુભાવા દેશો નહી. ચાલો ભગતનાં દર્શન કરવા જઇએ.

આથી મહેતાનો ગભરાટ મટયો અને રાજા સહ નરસીંહરામ ભક્તનાં દર્શન કરવા ચાલ્યા. કોણ કયાં પડયું છે તેની પણ ખબર નથી; પણ માંડવાની પાસે જરીયાનના તંબુ ઠોકી. કીઢખાબના બીછાના બીછાવી, બ્રહ્મા, ભગવાન, ઇંદ્ર, ચંદ્ર, શંકર, અગની, વરૂણ, સૂર્ય એવા પાંચસો દેવ નાગરનાં રૂપ લઇ પડયા છે અને સરવે દેવાંગ

નાઓ નાગરણોનું રૂપ લઈ ઉભી રહી છે; ત્યાં રાજા દીક્ષીત, મદનમહેતા અને સર્વે સભાજનો નરસીંહરામની શોધ કરતા આવ્યા. અને કહ્યું ભાઈઓ, અમારા વહેવાઈ ક્યાં ? સર્વે દેવોએ ભગવાનને બતાવી કહ્યું આ તમારા વહેવાઈ.

પ્રભુ સનમુખ રહી દીક્ષીત કહે મહારાજ આ તમારા વહેવાઈ મદનમહેતા. ભગવાન કહે ધન્ય ભાગ્ય અને ધન્ય કમાઈ કે તમે નરસીંહરામ જેવો વહેવાઈ શોધ્યો; મદનમેહેતા કહે શોધ્યો તો ખરો પણ જીવ ગભરાય છે. ભગવાન કહે એમ કેમ ? મદનમહેતા કહે કોઈ રીતે આબરૂ રહે તેવું લાગતું નથી. ત્યાં દેવાંગનાઓએ વહેવાઈ જાણી ગાવા માંડ્યું.

**દેવાંગના—** **ગાણું.**

મારા પાંચશો ઘોડાને હજાર હાથીઆ.
મારી બ્હેલોનો સંગ ન માય રે જગલીલડી,
મારૂ સાજન દેખીને વહેવાઈ બ્હી ગયો,
હવે કેમ રહેશે લાજરે જગલીલડી.

મદનમહેતા ગાણું સાંભળી દીક્ષીતને કહે દીક્ષીત ? આ બધાં તારા વઢાયાં. દીશીત કહે મહેતાજી તમારી ઇકોતેર પેઢીઓ પાવન થઇ; ભગવાન કહે મહેતાજી એતો સ્ત્રીઓ ના બોલવા સામુ જોવાનું નથી. એતો એમનો સ્વભાવ તેથી ગાય, કારણ શીયાળામાં છોકરો પરણે તો પણ વર ની મા કહેશે કે આવ્યા ઉનાળાના દહાડા કે વહુવર વીંઝણો શે ન લાવી. પણ કોઈ શગડી મંગાવતું નથી. મદન મહેતા કહે મહારાજ ! અમારા વહેવાઈ નરસીંહમહેતા કીયા ? ભગવાન કહે પાંચ સાત ગાઉમાં ખબર કાઢો, કયાંક ભજન જમાવી બેઠા હશે.

રાજાસહ મદનમહેતા નરસીંહ મહેતાની ખોળ કરતા આગળ ચાલ્યા; ગામથી પાંચ ગાઉને છેટે નરસીંહમહેતા ખેતરમાં બે હજાર સાધુનો અખાડો જમાવી ભગવાનનું ભજન કરી રહ્યા છે. કોઇના હાથમાં તાલ, તો કોઇના હાથમાં કીડતાલ, કોઇના હાથમાં ઝાંજ, તો કોઇના હાથમાં પખાજ; ને સર્વે જણના પગમાં ઘુઘરા ધમકી રહ્યાછે અને માંથોડું માંથોડું કુદે છે. ને **જયરાધા કૃષ્ણરાધાનો** ઉચ્ચાર થઇ રહ્યો છે. વચમાં નરસીંહમહેતા ભગવાનનું નામ દેતા માથોડું માથોડું કુદે છે, ને પરસેવાથી આખુ શરીર પાણી પાણી થઇ ગયું છે, ત્યાં સરવે આવ્યા.

દીક્ષીન કહે મહેતાજી ? હે મહેતાજી ? મહેતાજી કહે કોણુ દીક્ષીત ? દીક્ષીત કહે હા ભકતરાજ, જુવો તમારા વહેવાઈ મદનમહેતા ! નરસીંહ કહે મહેતાજી ભગવાનનું ભજન કરોં ભજન. **રાધે, રાધે, રાધે**, મદનમહેતા કહે કૃપાનાથ ધન્ય છે તમને અને તમારી ભકિતને ! દીકરો પરણાવવા આવ્યા છો પણ પ્રભુ ભકિત ઘડી વીસરતા નથી તમારા જેવા ભકતના દર્શનથી પાપી હોય તે પ્રાવન થઇ જાય. નરસીંહરામ કહે એવી કુથલી જવા ઘો ને ઇશ્વરનું ભજન કરો.

મદનમહેતા કહે દયાળુ દયા કરી ત્યાં પધારો. નરસીહમહેતા કહે કયાં ? મદનમહેતા કહે માંડવે; તમારા જરીવાનના તંબુએ, નરસીંહરામ કહે મારૂં ત્યાં શું કામ છે, મદનમહેતા કહે તમો ત્યાં આવો તો શુજ પડે. મહેતા કહે સુજ પાડનાર, પૈસા ખરચનાર, કારભારના કરનાર અને હીસાબ કીતાબી અને સાૈને સંભાળનાર ગુમાસ્તા ત્યાં બેસાર્યાછે. મદનમહેતાકહે શેઠ તે શેઠઅને ગુમાસ્તા તે

ગુમાસ્તા. દીક્ષીત કહે મહેતાનું મન છે તો ભકતરાજ તે-મનું માન રાખો, અને પધારો. મહેતાજીએ સરવે સાધુઓને ભજન ચાલુ રાખવા સુચના આપી મદનમહેતાની સાથે માંડવે આવવા નીકળ્યા.

મહેતા જોઇ સરવે જણા એ હાથ જોડી પગે લાગી ઉભા રહ્યા. અને રસ્તે સહુ તેમને પ્રણામ કરવા લાગ્યા. જરીના તંબુએ આવતાં સરવે દેવ ઉઠી ઉભા થયા અને મહેતાજી બેઠા ત્યારે સરવે બેઠા.

મદનમહેતાએ વીચાર કર્યો, મેહેતાની સાહબી તે કેટ-લી હશે ? આવા કોટયાધીપતિ કે જેમના પગમાં પગરખાં પેહેર્યા છે તેમાંના એક પગરખા જેટલીએ મારા ઘરમાં પુંજી નથી. આવા નરો તેમના આધીન છે તો મહેતા જીની અકળ કળાની શી ખબર પડે.

મદનમહેતાએ ઇંદ્રને પુછ્યું, તમારેને મહેતાને શી સ ગાઇ થાય ; ઇંદ્ર મહેતાજીનાં સગા તો બીજા તંબુમાં છે, પણ અમે આટલા અને બીજા અતીઘણા અમુલ્ય વસ્તુ-ઓના વહેપારી છીએ, ઘેર વહાણો ફરે છે. કેરાડો રૂપીયા પેદા કરીએ છીએ. ને કરોડો રૂપીઆ ખોઇએ છીએ. જ્યારે ખોઇએ છીએ; ત્યારે નરસીંહમહેતાને ઘેરથી નાણું ઉધાર લઇએ છીએ; નરસિંહમહેતા અમારો અન્યદાતાછે, ને અમારે તો ફકત તેનોજ આશરો છે.

મદનમહેતાએ વીચાર્યુ કે આટલી સાહબી છતાં મ-હેતાને કાંઇ અભીમાન નથી. ને આઠ દશ લાખ રૂપીઆ ઉપર તો હું મહોટો પુંજીવાળો થઇ બેઠો છું. માહારી કેવી મુર્ખાઇ ! ( નરસીંહરામને પગે પડી ) મહેતાજી આઠ દશ લાખ રૂપીઆ ખરચતાં આબરૂ રહે તેમ કરજો.

નરસીંહમહેતા કહે મદનમહેતા જ્યારથી શામળીઆ-નો વીવ્હા કર્યો ત્યારથી જાણું છું કે મદનમહેતાના ઘરમાં ખાવા નથી અને તેથીજ ઘેર કંદોઇ બેસાડી પકવાન પડાવી મુકયાં હતાં તે ગાડે ગાડાં ભરાવીને લાવ્યો છું. ને તે મારી જાનનાં માણસો ખાય છે. જો તમારા ગામના માણસોને ખાવું હોય તો સુખેથી મોકલજો. અને અનેક વાવ કુવા ખોદાવ્યા છે, તેનું પાણી પીએ છે; એટલે તેની પણ તમારે ચીંતા નથી. તમારે તો ફકત મોહેરામાં કન્યા પરણાવવી એજ કામ છે.

ભગવાને લક્ષ્મીજીને સાનમાં કહ્યું, જુવો આ કંદોઇ બેસાડીને આવ્યા છે ! લક્ષ્મીજી કહે નહી બેસાર્યા હોય તો તમારે જાતે કઇ દો થઇ શેકવું પડશે; એનો બોલ કાંઇ જવા દેવાશે ?

બનતુ ખરચ કરી મદનમહેતાએ કન્યા મોહેરામાં પધરાવી. બ્રાહ્મણોએ ગોતરોચ્ચાર કર્યા બાદ વરવોડીઆં ચોરીમાં આવ્યાં ને મંગળફેરા ફરવા માંડયા. દરેક ફેરે મદન મહેતાજીએ દાન આપ્યું. તે સરવે દાન ભગવાને નરસીંને લેવાનું કહ્યું. નરસીંહ કહે તમો જાણોને તમારૂ કામ જાણે છોકરાને પરણાવવો હોય તો પરણાવો, ને ના પરણાવવો હોય તો ના પરણાવશો. આપણે તો કાંઇ જાણતા કે સમજતા નથી, કહી સાધુની ટોળીમાં ગયા. નરસીંહરામ ગયા તેથી મદનમહેતાએ દાન આપ્યું તે ભગવાને ગ્રહણ કર્યું.

વરવોડીઆં પરણી ઉઠયા અને મદનમહેતા તથા ભગવાનની દાઢીઓ પીળાણી. આ બધો કારભાર રૂકક્ષ્મી તથા લક્ષ્મીજીને હાથે થયો, તેથી માણેકબાઇનું મોઢુ ચડયું.

ભગવાન નરસીંહ પાસે ગયા અને કહ્યું નરસીંહ ! તારી બાયડીનું મ્હોં કેમ ચઢયું ? નરસીંહરામ માણેકબાઇ પાસે આવ્યા અને કહયું અલી ? તારૂ મ્હોઢું કેમ ચઢયું છે? માણેકબાઇ કહે છોકરો મારો પરણે ને કારભાર લોક કરે તે કેમ ખમાય? નરસીંહ કહે લોક કોણ ભગવાન કારભાર કરે છે તે તારાથી ખમાતુ નથી ? એવાં આપણાં ભાગ્ય કયાંથી ? મહેતી કહે ભગવાનનું નામ દઇ તમે મને રોજ રોજ છેતરો છો.

નરસીંહે ભગવાનને કહ્યું એને દર્શન આપો તો એ નહી રીસાય. કારણ, એ તમને ઓળખતી નથી તે ઓળખે ભગવાન કહે બીજા કોને? નરસીંહ કહે વહેવાઇને દીક્ષીતને અને રાજાને. ભગવાન કહે પાંચમી એક પુર્વની દાસી છે, તે મદનમહેતાના ઘરમાં છે તેને મેં વચન આપ્યું છે. માટે તેને પણ બોલાવો. નરસીંહરામે તે પાંચેને બોલાવ્યા, અને તેમને ભગવાને સાક્ષાત દર્શન આપ્યાં.

ભગવાનનાં દર્શન કરી શૌનાં મન હરખ્યાં અને જાનને વિદાયગીરી આપી. જાન જુનાગઢની ભાગોળે આવી ત્યાં ભગવાને નરસીંહરામને કહ્યુ હવે હું રજા લઇશ. હવે કાંઇ માગવું હોય તો માગી લે. નરસીંહરામે કહયું કુવર બાઈ બીચારી ગરીબ છે તેને કાંઇ આપો. ભગવાને કૂંવર બાઇને કહ્યું તારૂ મામેરૂ પુરીશ કહી વચન આપ્યું.

ભગવાને કહ્યું તતારે શું જોઇએ ? જે જોઇએ તે માગી લ્યો. નરસીંહરામે કહ્યું મહારાજ ! જગતની જાળ સૌ મીથ્યા છે. સગાં વહાલાં તે સઉ આળ પંપાળ છે. જગતનું સુખ અલ્પ છે, અને તેં સુખ સ્વપ્નવત છે, ને દુખ અથાગ છે. માટે મારા નાથ! મારા ધણી ? દયાળુ દામો-

દર ? માગુ છું એટલુંજ કે મારો નિર્વંશ જાય. ભગવાન આ માગણીથી કંપીત થયા અને કહ્યું, નરસીહ ! આવી માગણી તે હોય ? નરસીંહ કહે મહારાજ ! એ સીવાય બીજી માગણીની ઈચ્છા નથી. ત્યાં ભગવાંને શામળશાના માથે હાથ મુકી કહ્યુ, જગતનું સુખ ભોગવીને મારા ચરણમાં આવજે કહી ભગવાને નરસીહરામને ઇચ્છીત વર આપ્યો. પછી કૃષ્ણ ભગવાન સર્વે દેવ સહ વિદાય થયા અને નરસીંહરામને ધન્યવાદ આપ્યો.

એક મહીના બાદ જુઠીબાઇને વડનગરથી તેડુ આવ્યું એટલે વડનગર વિદાય કરી અને પછીથી ભગવાને માયાની એવી ધુંચવણી મુકી કે સૌ આ વાત માયામાં ભુલી ગયું અને કુંવરબાઇ સાસરે ગઇ, ને નરસીંહરામે ભજનની લેહેમાં પડયા. ત્યાર બાદ શામળશા દેવલોક પામ્યા વીગેરે બીનામાં કાંઇ વીશેશ જાણવાનું નહી હોવાથી તથા ગ્રંથ વધી જવાના હેતુથી નહીં દર્શાવતાં શ્રાદ્ધ પક્ષથી ચાલું કરી વચલી બીના અત્રે દર્શાવી નથી.

---

## પ્રકરણ ૮ મું.



વાંચકવૃંદ શામળશાના લગ્નની સમાપ્તી થઇ, ને ઇશ્વરનો બતાવેલો તે પરચો સર્વેને પ્રભુએ માયાની ઘુંચવણીમાં નાંખી ભુલાવી દીધો. અને મહેતાનું ગાડુ જેમ ચાલતુ હતું તેમ ચાલવા માંડ્યું. એમ કરતાં શ્રાદ્ધપક્ષ આવ્યું, ત્યારે તેમના ભાઇ વણસીધરે પીતાનું શ્રાદ્ધ કરવા નક્કી કરી લોક લાજે નરસીંહરામને ઘેર નોતરૂ દેવાના વિચારથી નરસીંહરામને ઘેર ગયા.

વણસીધર કે જેને પૈશાનો પુરો ગર્વ છે, ને મનથી સમજે છે કે ન્યાતમાં મારા જેવો કોઈજ નથી, પણ નરસઇઓ ખરાબ ઉઠયો અને બાપનું નામ બુડાડ્યું, ને સાવ બાવોજ બની ગયો છે. નથી ઘરનું ભાન, કે નથી દુનીઆ દારીનું ભાન એવા વિચાર કરતા કરતા નરસીંહરામને ઘેર આવ્યા. ત્યાં નરસીંહરામ સાધુની ટોળીમાં ઘુઘરા બાંધી થેઈકાર કરી રહ્યા છે; આવું જોઇ વણસીધર મહેતા કકળી ઉઠયા અને કહ્યું–

**વણસીધર**—વિચાર રાખ વિચાર રાખ ! નામ બોળું, તેં બાપનું નામ લજાવ્યું. જ્યારે આવું ત્યારે નટવાની માફક નાચતોને નાચતોજ હોય. લગાર દુનિયાદારીનું તો ભાન રાખ, તારામાં જનમારો દોઢ પૈયો રહ્યો.

**નરસીંહરામ**—હા ભાઇ તેમજ છે. વારૂ શું કહો છો ? કહેવું હોય તે કહી દ્યો.

**વણુસીધર**—અક્કરમી સાંભળ્ય ! કાલે બાપનું શ્રાદ્ધ છે, માટે સવારના પ્હોરમાં વહેલો આવજે; જોજે પાછો ઘુઘરા બાંધી ઘુમવામાં ભરાઇ રહેતો નહી અભાગીઆ તને રાત દહાડાનું કે સંસાર વહેવારનું ભાન રેહેતું નથી. ને તારા પાધે મારાથી બહાર મ્હોં કાઢી બોલાતું નથી. બાપે કાંઇ થાંપણ બાંપણ સોંપી નથી, પણ સંસારમાં રહ્યો એટલે બધું સાચવવું પડે છે, ને ખરચ કરવું પડે છે.

**નરસીંહરામ**—બહુ સારૂ ભાઈ, સવારે આવીશ.

**વણુસીધર**—સવારે વહેલા આવી રસોઇ તારેજ કરવાની છે. ને તારી વહુને કહે કે મણ ઘઉં મારે ઘેરથી લઇ આવે, તે સવારના પ્હોરમાં દળી લાવે અને પાણી પણ તેનેજ લાવવાનું છે. અને ઘરનું બીજુ કામ કાજ પણ તેનેજ કરવાનું છે. માટે તેને પણ વહેલી લોટ લઇને મોકલજે.

પતીની આવી નીંદા માણેકબાઇથી સહન થઇ શકી નહી, તેથી સત પુરૂષોનાં વચન જેવાંકે પુત્ર, માતા પીતાની, શીષ્ય ગુરૂની, અને સ્ત્રી પતીની નીંદા સાંભળે ને તેને ઘટતા ઉત્તર ના આપે તો તે દોષિત થાય એવાં વચનો ઉપર વિશ્વાસ રાખી એકદમ ગરજી ઉઠયાં.

### ગાયન.

**માણેકબાઇ**—( સખી સુઝે ન કાંયરે ) એ રાહ.

સુણો મોટા ભાઇરે,
તુમ ગ્રહસ્થાઇ તમને ગંધાય કામ નાત્રે કાંય—સુણો.

જાણુશો નહિ લાચાર, પ્રભુ સહાયકાર છે થનાર;
શ્રાદ્ધ સારીશ તાત, પિંડ મુકાવીશ પતી હાથ–સુણો.
છત છાકે અપમાન, રાખો કરતાં કાંઇ ભાન તમે;
તરણા સરખો તોલ, થાશે મારા બોલતાં–સુણો.

---

મોટાભાઇ માપમાં રહી બોળવામાં સારૂ. તમે સો દુકારા કરશો, પણ હું એક દુંકારો કરીશ તો તમારૂ માપ નહી રહે, ને સવાગજ ધરતી હેઠી જશે.

**વણસીધર**—એતો જાણ્યો તારો ભીખારીનો તોલ. જો ચ ટકો લાગ્યો હોય, ને ઘરમાં આટા ઉડતા હોય, તો કાલે શ્રાદ્ધ કરજો. દયાનો વખત નથી.. કહ્યુ કે લાવ્ય નોતરૂં દઇ આવું કે બીચારાં જમી જશે. પણ ( કરમ મારા કરહણીયાને જાને કયાં થી જઇએ, કરમમાં ડોળીયું તો ઘીઈ કયાંથી ખ ઇએ ) એ કહેવત અનુસાર તમારા કરમમાં ખાવાનું લખ્યું હોય ત્યારે ને ? જો નરસઇઓ ને તું જમવા નહી આવો તેથી શું ખાસડુ ફાટી જવાનું છે ?

**માણેકબાઈ**—મોટા ભાઇ ! હવે વધારે બોલવું જવા ઘો હમારે બીચારાં થવુંએ નથી, ને તમારા ઘેર જ- મવા આવવુંએ નથી.

**વણસીધર**—ઠીક, જો મ્હોં બોલ્યું હોય તો કાલે શ્રાદ્ધ કરજે,

વણસીધર ક્રોધ કરી ચાલ્યા ગયા; માણેકબાઇને વી ચાર થયો કે હું તેમના સામી બોલી, તેથી તે મારા ઉપર ગુસ્સે થયા હશે. કારણ, તે તો નીરઅભીમાની સમદ્રષ્ટીવા- ળાને માન અપમાનને નહી ગણવાવાળા છે, માટે રખેને

તેમને મોટાભાઇને ઘેર જમવા જવાનું કહે, ને મારે ના પાડવી પડે; માટે કાલ શ્રાદ્ધ કરવાનું કહું એટલે તેમના મનોભાવ સમજાશે; એવો વીચાર કરી તેમણે મહેતા કે જે આ વાત સાંભળી સ્તબ્ધ થઇ ગયા હતા, તેમને કહ્યુ પ્રાણનાથ ? મોટાભાઇનો બોલ ના સહેવાયો તેથી તેમને બે વાતો કહેવી પડી તેથી હું દોષીત છું. કારણ તમે ભગવાનની ભક્તિ કરોછો તેથી તમને હલકા કહે તે કેમ સાંખી ખવાય? અમારો બઇરીંનો જીવ, માટે અપરાધ માફ કરો, ને કાલે આપણે ભાઇના ઘેર જમવા જવું નથી. એવું જમવા કરતાં લાંઘણ કરવી વધારે સારી, ને કાલે શ્રાદ્ધ બ્રાહ્મણને બોલાવી આપણે ઘેર કરીશું.

નરસીંહરામ કહે ગાંડી ! એ મોટાભાઇ હું નાનોભાઇ, એ કહેવા લાયક. હું સાંભળવા લાયક. એમણે બે બોલ કહ્યા ને મેં સાંભળ્યા, હવે આપણે તેમને ઘેર જમવા જઇએ તો કયાં નીચા આપના થઇ જવાના હતા ?

**માણેકબાઈ—** **મરાઠી સાખી**

માન વગરનું અમૃત ભોજન. તે સૌ તુચ્છજ જાણો;
માન સહીતનો સુકો ભાખર, અમૃત સમ પરમાણો.
નહી જાવાની ઘેર શ્રાદ્ધ સરાવાની,

---

**નરસીંહ**—વારૂ ? પણ તમે ભાઇને કહ્યું ને મને પણ કહો છો કે ઘેર શ્રાદ્ધ કરીશું, તે શું સમજીને ઘરમાં કાંઇ ઠેકાણું વ ?

**માણેક**—પ્રાણનાથ ! ભગવાનને ઘેર કેવો અન્યાય ! મોટાભાઇની સારી અવસ્થા અને આપણી આવી દુર્બળ ?

**નરસીંહ**—ઇશ્વરને ઘેર તો અન્યાય છેજ નહી, એ તો અદલ ઇનસાફી છે. હું તો સાફ સમજાુછું કે મારા જેવો સુખીઓ આ દુનિયા ઉપર કોઇજ નથી.

**માણેક**—પ્રાણનાથ ! આટલુ બધું દુર્બળતાનું દુઃખ છતાં તેને સુખ માનો છો ?

**નરસીંહ**—તું દુઃખ દેખતી હોય તો તે તારી કરણીનું ફળ. હું તો દુઃખ દેખતોજ નથી.

**મરાઠી સાખી.**

પરભવ દીધું આ ભવ પામે, એજ પ્રભુનો ધારો;
અમુલ્ય ભક્તિ આપી મુજને; સફળ કર્યો જન્મારો;
દીધું અવિચળ સુખ જે નવ, વર્ણવી શકુ મુજ મુખ.

---

**માણેક**—પ્રાણનાથ ! ભક્તિ મળી તે કોણ ના કહે છે. પણ પૈસા તો નહીજને ? નહીતર મોટાભાઇ શું બોલી જાય, ને હું સાંભળું ? તેમના કરતાં સવાયુ ના કરૂ ?

**નરસીંહ**—સવાયુ શું દોઢું કરોને. એની મરજી હશે સવાયુ નહી પણ દોઢું થશે. આફીન રાખો, ને સ્થીતીનો વીચાર કરો.

**માણેક**—ભલે ગમે તેવી સ્થિતિ છે પણ મારી પાસે પાંચ વાલ સોનાની વાળી છે તે વેચો અને શ્રાદ્ધ સામગરી લાવો.

**નરસીંહ**—ક્યાં છે વાળી લાવો, જો ભક્તને ભીડ પડેતો ભગવાન લાજે, ભક્તની લાજ ગઈ તે ભગવાનનીજ લાજ ગઇ માટે ઇશ્વર જરૂર લાજ રાખશે, ને તમારા બોલનું પત પણ તેજ શા

મળીઓલાલ રાખશે, માટે લાવો.

**માણેક**—તમારા ભગવાનના ભરૂસેને ભરૂસે હુ તો બળી ને ખાખ વળી ગઇ. આટલી વાળી છે, જો ના હોત તો ખબર પડત, લ્યો.

વાળી લઇ મહેતા બજારમાં ગયા, અને તે વેચી ઘી શીવાય તમામ વસ્તુઓ લઇ મહેતા ઘેર આવ્યા; અને સ ઘળી વસ્તુઓ માણેકબાઇને આપી, અને પુછયું, આટલી સા મગરીમાં કેટલાં માણસ જમશે તેની સમજ પાડો એટલે હું નોતરાં દેવા જાઉં; મહેતી કહે હું ને તમે મળી જણ એ, ત્રીજો સરાવા આવે તે ગોર, ચોથો નોળીઓ, ને પાં- ચમો ગમે તે બ્રાહ્મણ તે ઉપર એક માણસ થશે તો આ બરૂ રહેશે નહી. મહેતાજી ગોરને નોતરીઆને તથા એક બ્રાહ્મણને નોતરવા ગયા ! ત્યાં દીક્ષીત સામો મળ્યો.

**દીક્ષીત**—જય શ્રી કૃષ્ણ મહેતાજી.

**મહેતાજી**—જય શ્રી કૃષ્ણ દીક્ષીતજી. તમારા ઘેરજ જતો હતો. સારૂ થયું કે સામા મળી ગયા.

**દીક્ષીત**—મહેતાજી કાલે તો તમારા બાપનું શ્રાદ્ધ છે ને?

**મહેતાજી**—તમને કયાંથી ખબર ?

**દીક્ષીત**—અમને નોતરીઆને ખબર કેમ ના હોય ? વણ- સીધરના ઘેરથી નોતરાં પણ આવી ધયાં.

**મહેતાજી**—દીક્ષીત, કાલે જણવાનું આપણે ઘેર રાખજો, હું પણ શ્રાદ્ધ કરૂં છું.

**દીક્ષીત**—કેટલું કરો છો મહેતાજી ? (કોઈ સેવક મળી ગયો હશે તો ભંડારો બંડારો કરતો હશે. ટોઇ દીવશ નાગર બચ્ચો એંઠો કર્યો નથી. તે ઠીક લાગમાં આવ્યો છે, ચઢાવીને કામ લેવું, )

**મહેતાજી**—અમે બે ઘરનાં, ત્રીજા તમે ચોથો સારનર,

ને પાંચમો ગમે તે એક બ્રાહ્મણ.

**દીક્ષીત**—તમે કહો તેને હું કહી આવું, મહેતાજી ?

**મહેતાજી**—ના, હું જાઉછું.

**દીક્ષીત**—ના, હું જઇશ.

એમ હાંહાંતુશ કરતા સટાક ચોરે આવ્યા. સટાક ચોરે કેટલાક નાગરો વાંકી ટેડી પાઘડીઓ પહેરી ગપ્પામારી રહયા છે. તેમણે મહેતાને જોઈ મશ્કરીઓ કરવા માંડી. પરસતરાય કહે ગોર, મહેતા સાથે શી હાંહાંતુશ કરો છો? ( દીક્ષીત સર્વેને મશ્કરી નહી કરવી તેવું સાનમાં સમજાવી ) ભઇઓ કાલે મહેતાના બાપનું શ્રાપ છે, ને એ નોતરાં દેવા નીકળ્યા છે.

વિકળરાય કહે ધન્ય ઘડી ધન્ય દહાડો મહેતાજી! તમારા ઘરનો તુળશીપત્ર ઉપર રહે તેટલો પરસાદ પણ હમારા પેટમાં જાય તો હમારો મનુષ્ય દેહ ધારણ કર્યો સફળ થઇ જાય મહેતાજી ! વણસીધરના ઘરનાં નોતરાંતો આવી ગયાં છે, પણ એતો હમારી વહેવારની રીતનાં સમજ્યા ? પણ તમારૂ નોતરૂ આવે, તો હમારો અવતાર સફળ થઇ જાય.

મહેતાએ વિચાર્યું વણસીધર આવો ગ્રહસ્થ તેનું નોતરૂ ના કબુલ કરી મારા ઘેર આવવાનું કહે છે, ને મારૂ ગરીબનું નોતરૂ કબુલ કરે છે. દીક્ષીત દઇદે સાતસેં ઘેર સર્વેજણ નોતરાં. "દ્વારકાંધિશકી જય."

દીક્ષીત કહે જુંવો ભાઇઓ કાલે નરસિંહમહેતાને ઘેર શ્રાદ્ધ છે, ને સવેં ન્યાતમાં સર્વેજણ નોતરાં છે. કૃષ્ણરાય કહે મોહનગયભાઈ સાંભળો છો ? છે કાંઇ વીચાર ? મારો એટો ચઢાવ્યો કે ચઢયો, જાણે હવાઈની માફક પરમોદરાય કહે ભાઇઓ, ડાગળીછટ છે, ડાગળીછટ, ઘરમાં હાંલ્લાં તો કુસ્તઇ કરે છે, કોણ જમવા જાય તેવું છે ?

નરસિંહરામ કહે ભાઇઓ જમવા વહેલાસરઆવજો. મોડુ કરતા નહી. તમો ભાઇઓ આવેથી મને ઘણો આનંદ થશે. વાસુકીરાય કહે મારો બેટો ઇતિયડી વળગે તેમ વળગ્યો છે, માટે કાઢો ગમે તેમ જવાબ આપીને. પરમોદરાય કહે જો ભાઇ અમારે તો બંન્નેનાં નોતરાં કબુલ. પણ જેને ઘેર વહેલુ થશે તેને ઘેર જઇશું.

નોતરાં દઇ ઉતાવાળા ઉતાવાળા મહેતા ઘેરગયા અને મહેતીને કહયું, મ્હેંતો સાતસો ઘેર સરવેજણ નોતરાં દીધાં છે. મેહેતી કહે પાંચ માણુસનું સીધુ ને તેમાં ઘીનું તો ઠેકાણું નથી, ને તમે સાતસેં ઘેર શી રીતે સરવેજણ નોતરાં દીધાં ? કાંઇ વીચાર બીચાર કરયો હતો કે નહી ? મહેતા કહે તેતો ભુલી ગયો ને મને ભાન ના રહયું. હવે દીધાં; તે ના દીધાં થવાનાં છે ?

મહેતી કહે કાસાં કુટવાં હોયને નાચવા કુદવાનું હોય ત્યાં ભાન કેમ રહેછે ? ખાવા માટે તો ખાસ્સુ અઢી શેર ધાન જોઇએ છીએ. ત્યાં ભાન ભુલીને કેમ ઓછુ ખાતા નથી ? પાંચનું તો જમવાનું ઠેકાણું નથી ને ન્યાત કયાંથી જમાડશો ? મને કયાં કમતડી ધાર્ઇ કે મોટા ભાઇથી વીરોધ કરી ઘેર શ્રાદ્ધ કરવા વીચાર કર્યો ?

મહેતા કહે હવે કલ્પાંત શા સારૂ કરો ? હવે બન્યું ન બન્યું થવાનું છે ? ઇશ્વિરનું સ્મરણ કરો, તે દીનોનાથ ભકત વત્સળ સઘળી ઇચ્છિાઓ પુરી કરશે. એવી નમ્ર વાણી સાંભળી મહેતીએ વીચાર કરયો કે મેં એમના ભાઇ સામે ઉચાર કર્યા તેથી મને દાઝે બાળવા બનાવીને બોલે છે, એમ કાંઇ અજ્ઞાન નથી, કે નાના નથી એમ સમજી મન વાળ્યું;

## પ્રકરણ ૯ મું.



બીજે દીવશે સવારમાં મહેતીએ તપેલી આપી કહ્યું લ્યો, આમાં બે રૂપીઆનું ઘી લઇ આવો મહેતા તપેલી લઇ ઘી લેના ગયા. એક હાથમાં કરતાલ છે, ને બીજા હાથમાં તપેલી લઇને ગોવીંદના ગુણ ગાતા ગાતા બજારમાં ગયા. આવી રીતે ભજનની ધુનમાં જતા જોઇ એક દુકાનદારે બોલાવ્યા, કે મહેતાજી જે શ્રીકૃષ્ણ. ત્યારે મહેતાજીએ કહ્યું જે શ્રીકૃષ્ણ.

**દુકાનદાર**—પધારો ભક્તરાજ ! શું લેવા નીકળ્યા છો ?

**મહેતા**—(તપેલી જોઇ) ઘી લેવા ભાઇ.

**દુકાનદાર**—મહેતાજી ઘી એવું આપું કે તમે ખાઇને સંભારો. કહો કેટલાનું આપુ ?

**મહેતાજી**—બે રૂપીઆનું

**દુકાનદાર**—રૂપીઆ લાવો મહેતાજી.

**મહેતાજી**—રૂપીઆ ચાર દીવસ પછી આપીશ.

**દુકાનદાર**—(ભગતડો શું રૂપીઆ આપશે. તેના અંગનું તો ભાન નથી, ને રૂપીઆનું ભાન કયાંથી રહેશે) મહેતાજી ઘી તમારા લાયકનું નથી. બકરાંનો ઘીનો ભેળ છે.

**મહેતાજી**—બહુ સારૂ, લાવો તપેલી પાછી, તપેલી લઈ આગળ ચાલ્યા, ત્યાં બીજી દુકાનવાળા દુકાનદારે સાદ કર્યો. મહેતાજી જય રાધાવલ્લભ.

**મહેતાજી**—જય રાધાવલ્લભ.

**દુકાનદાર**—પધારો બાપાજી, શું લેવા નીકળ્યા છો ?

**મહેતાજી**—ઘી લેવા.

**દુકાનદાર**—મહેતાજી ઘી એવું આપું કે તમે તમારી ઉમ્મરમાં ખાધુ ન હોય તેવું (તપેલીનો ઘડો કરી મહી ઘીઇ નાંખી) બોલો કેટલું આપું ?

**મહેતાજી**—બે રૂપીઆનું રૂપીયા દસ દહાડા પછી આપીશ.

**દુકાનદાર**—(પણે પણ આજ રામાયણ થઈ હશે. ભગતડા પાસેથી લેવાનું શું) મહેતાજી ફીકર નહી, તમારા દસ હીવશ ને મારા પંદર દીવશ, અને નહીં આવે તોય શું, કોણ પુછેછે, ઘી ઢળ્યું તે ખીચડીમાં છેને ? ને છુટી પડ્યું તો ગંગાજીમાં છે. પણ ઘીમાં બા...પજી,

**મહેતાજી**—ઘીમાં છે શું ?

**દુકાનદાર**—ઉંદરડી પડી હતી ભકતરાજ.

**મહેતાજી**—કાઢી નાંખો, કાઢી નાંખો, તપેલી ધોઇ નાંખો.

**દુકાનદાર**—( તપેલીમાંથી ઘી કાઢી લઇ તપેલી ધોઈ નાંખી ) લ્યો બાપજી.

આ પ્રમાણે દુકાનદારોએ અનેક બ્હાનાં કાઢી ઘી આપ્યું નહી, પણ એક પરમ વૈષ્ણવ ઇશ્વરનો ભક્ત તેની દુકાન હતી, ત્યાં થઇ મહેતાજી જય રાધા કૃષ્ણ રાધાના ઉચ્ચાર કરતા નીકળ્યા. તેમને જોઇ તે દુકાનદારને હર્ષનાં આંસુ આવ્યાં. અને ચરણમાં પડ્યો.

**દુકાનદાર**—જય શ્રીકૃષ્ણ ભકતરાજ.

**મહેતા**- જે શ્રીકૃષ્ણ.

**દુકાનદાર**—મહેતાજી શુ લેવા નીકળ્યા છો ?

**મરાઠા સાખી.**

**મહેતાજી**—ઘેર શ્રાદ્ધ છે તાતજ કેર, નીકળીઓ ઘી માટે.

**દુકાનદાર**—ઘીઇ તણી શી ખોટ બળી છે, મહેતા તજો ઉંચાટે, બે ભજન કહો; ભરી તપેલી ગૃતલઇ લ્યો

મહેતાજીને તો ભાવતું હતું ને વૈદે કર્યું તેવું થયું.ભજન ગાવાનું મળ્યું એટલે તેમને તો ગોળનાંગાડાં મળ્યાંમહેતાજીએ દુકાન ઉપર બેશી ધુનપર ધુન કીરતનપર કીરતન ગાવાં શરૂ કર્યાં. દુકાનદારને ત્યાં મહેતાજીનાં ભજન સાંભળવા હજારો માણશુાની મેદની મળી. ઘેર મહેતી વાટ જોતાં બેઠાછે. પણ મહેતાજી ભજનના તાનમાં ઘીની શુદ્ધી વીસરી ગયા અને ગોવીંદના ગુણ ગાવામાં ગુંથાયા.

મહેતાજીએ નોતરાં દીધેલાં તેથી બધી નાગરની ન્યાત ચકવે ચડી, અને જેમ જેમ ફાવે તેમ બોલવા માંડયું એક કહે સાંભળો વિકળશંકરભાઇ, નરસીંહમહેતાને ઘેર આજ આખા જનમમાં પહેલીવાર જમાડે છે, તેથી જમણ સારૂ હશે ? વીકળશંકર કહે ખાવા આટાતો ઉંહતાનથી જમવા બેસજો એટલે શંખ વગાડી ઠાકોરજીનો પ્રસાદ તુળશીનાં પત્ર આપશે તે ચાવજો; બીજુ તો કાંઇ ખવરાવે તેમ નથી, કૃષ્ણપ્રસાદ કહે, પણ જોગવાઇ જોઇને જમવા નહી જઇએ ? કપટપ્રસાદ કહે તો ચાલો નરસઇને ઘેર તપાસ કરી આવીએ. જો જમાડવાનો હશે તો શાક વીગેરેની સોઈ કરી હશે; સરવે કહે ચાલો, એવો વીચાર કરી પાંચ પચીસ નાગરો ટોળે મળી પ્રથમ વણસીઘરને ઘેર ગયા.

અકળશંકર કહે આપણે તો નરસઇએ જમાડેતોપણ આવવાના નથી. આપણે તો અહીઆંજ જમવા આવવાના આ આઠ દસ શાક સુધારી તૈયાર કર્યાં છે, તો પછી જમણતો કોણ જાણે કેવુંએ હશે; આ સાહીત્ય પ્રમાણે લાડુ તો કાલના કાર્યા હશે. ને નરસઇએ બહુ કરશે તો

પાશેરીકો રશીનો લાડુ

વીકળશંકર કહે હવે ચાલો નરસીંહરામને ઘેર તપાસ કરીએ. જોયા પહેલુ બોલવું નકરમુ, માટે ચાલો સર્વે જણા ત્યાંથી નીકળી નરસીંહરામને ઘેર ગયા.

**સારંગધર**—નરસઇ ભગત ? હે નરસઇ ભગત ?

**મેહેતી**—કોણ હશે ?

**કૃષ્ણરાય**—છેકે મહેતાજી !

**મહેતી**—ના. એતો બજારમાં ઘી લેવા ગયા છે.

**કપટરાય**—સાંભળો સારંગધર ! ના ખવરાવાની દાનત હોય તો ઘીઇ લેવા જાય ખરા કે ?

**સારંગધર**—પણ કેટલું લેવા ગયા છે તે તો પુછો ?

**વિકળરાય**—માણેકબાઇ ! કેટલું ઘી લેવા ગયા છે ?

**માણેકબાઈ**—ખપ જેટલું. બે રૂપીઆનું.

**સારંગધર**—જમો ! બે રૂપીઆનું ઘી સાતસેં ઘેર સર્વે જણ નોતરાં ! ચાલો એ તો પોગળ જણાઇ ગયું મ્હેંતો પ્રથમથીજ જન્મોતરીકરી મુકીહતી

સર્વે નાગરો ગયા બાદ આઠ દસ નાગરની સ્ત્રીઓ નરસીંહરામને ઘેર આવી માણેકબાઇને એક ગવરી કહે મહેતીજી શું કરવા માંડયું ? તેમાંની બીજીએ કહ્યુ વેંત પ્રમાણે વેતરતાંજ હશેની. કયાં ગયા ભક્તારાજ મહેતીજી ? મહેતી કહે એતો ઘી લેવા ગયા છે. ને મેં રસોઇ કરવા માંડી છે. વિદ્યાગવરી કહે રશોઇ કયાં કરો છો. મહેતી કહે ચુલે દાળ ઓરી છે ને ભાતનું આધણ ઓલા ઉપર મુકયુ છે. સર્વે ગવરીઓ કહે મહેતી આ શું બોલો છો ? મહેતાજીએ સાતસેંહ ઘેર સર્વેજણ નોતરાં દીધાં છે, ને તમે તો ઓલો ચુલો બતાવો છો; મહેતી કહે જાવો જાવો મ-

સ્કરી સું કરતાં હશો ? ગવરીઓ કહે મસ્કરી તો તમે કરો છો. નોતરાં દઇ નહી જમાડો તો ન્યાત તમારા માટે વિચાર કરશે સમજ્યાં ? આ પ્રમાણે કહી સરવે ગવરીઓ વીદાય થઇ.

ગવરીઓ ગયા પછી મહેતીજીએ પશ્ચાતાપ કરવા માંડયો, કે મારાં કયાં વઢાયાં કે મેં ઘેર શ્રાદ્ધ કરવાનું કહ્યું મહોટાભાઇ સામે ના બોલી હોત તો આ પરિણામ આવત નહી. વાંક બધો મારો છે પણ હવે લાજ શી રીતે રહેશે? ભગવાનને રાખવી હશે તો રહેશે નહીતર આજ લાજ રહે તેવું નથી, કહી ભગવાનની સ્તુતી કરવા માંડી.

**ગાયન.**

( સખી સુજે ન કાંઇરે ) એ રાહ.

પ્રભુ કરૂ શું હવે રે—
નથી નથી રેહેવી લજ્જા આજ, ગરીબ નીવાજ–પ્રભુ
કર્યો ન કાંઈ વિચાર, કર્યા જેષ્ટ સામા મેં ઉચ્ચાર;
કરીને બેઠી શ્રાદ્ધ, લાવશો નહીં કાંઇ બાધ—નથી૦
સત્ય તુજ નામ પતી જપે, અહો દીન જામ નામ;
ભક્તને તુમ હામ, કાઢો આટલું કામ—નથી૦
ઉગારી અહલ્યા નાર, તારી મીરાં સુકુમાર સાર,
પ્રલ્હાદ સ્થંભે નાથ, વશીને ગ્રહયો હાથ—નથી૦
પુર્યાં દ્રોપતી ચીર, ઉતાર્યું કઉરવ નીર તમે;
તેવી કરો બ્હાર સત્ય તુજ આંધાર—નથી૦

---

ઉપર પ્રમાણે મેહેતીએ ભગવાનની સ્તુતી કરવા માંડી ને પણે મહેતાજી ભજનની ઝડી લગાવીને બેઠા છે, તેમને તો ઘરની માલમજ નથી. મહેતાજીની ભજનની ઝડી સાંભળી ભગવાને વિચાર્યું કે હવે મારે ગયા વગર સીદ્ધી નથી.

નહીતર ભક્તની લાજ જશે, ને તેની ગઇ તે મારીજ ગઇ એવો વીચાર કરી ગુરૂડને બોલાવા સાત કર્યા. તે લક્ષ્મીજીએ સાંભળ્યા ને લક્ષ્મીજી ભગવાન પાસે આવીને કહે મહારાજ ! આટલા બધા સાદ ગરૂડને કરી કેમ બોલાવ્યો ? કયાં જવું છે તે તો કહો ! શુ વન્નાસુરનો વધ કરવા જવુ છે ? કે વૃંદાને છળવા જવુ છે ?

ભગવાન કહે વન્નાસુરનો વધ કરવા જવું નથી. કે વૃંદાને છળવાએ જવું નથી, જે મને સદા સંભારે તેને હું આધીન છું. ને જેને મારો કહયો તેને કેમ તરછોડી શકાય લક્ષ્મીજી કહે તે તો ખરૂં, તમો ભક્ત વત્સલ વા, પણ કયાં જવું છે ? ને કીયા ભક્તનું કામ કરવાનું છે તે તો કહો ? ભગવાન કહે જુંનાગઢનો નરસઇઓ ભક્તને, ઘેર તેના બાપનું શ્રાદ્ધ છે ને તે તો બજારમાં મારૂં ભજન કરવા બેઠો છે, તેને શ્રાદ્ધનું તો ભાનજ નથી. માટે તેના બાપનું શ્રાદ્ધ કરવા જાઉ છું.

લક્ષ્મીજી કહે તમે બાપે કેટલા કરશો, ને શ્રાધે કેટલાં સારશો ? ભગવાન કહે તમે તમારે કામે લાગો મને ખોટી નહી કરો, મને વાર થાય છે, કહી લક્ષ્મીજીના મનનું સમાધાન કર્યું. અને ઓધવ અને અક્રૂરને હુકમ કર્યો કે તમારે વણઝારા બની પાંચસો જાદવોસહ જુનાગઢમાં નરસીંહરામનું મંદીર પુછતા આવવું. હું જાઉં છું. તેવો હુકમ કરી ભગવાન જુનાગઢની ભાગોળે આવ્યા, અને નરસીંહનું રૂપ લઇ ઘીની તપેલી હાથમાં લઇ નરસીંહરામને ઘેર આવ્યા. ને મહેતીને કહે લ્યો ઘી.

**મહેતી**—અત્યાર સુધી કયાં ગયા હતા !

**મહેતા**—એક જણે કહ્યુ કે બે ભજન કીરતન કહો તે કહેવા રહયો તેથી વાર થઇ.

**મહેતી**--આપ્યો તમારો ઢંગ ! સદાયે ભપં વગાડતાને વ-
ગાડતા રહ્યા; જ્યાં જાઓ ત્યાં અડેદ્ધાર. ન
જુવો કામ કે ન જુવો કાજ.

**મહેતા**--હજી શું વહી ગયું છે, કામ હોયાતે કહો ને!

**મહેતી**—( રીશમાં ) હજી ગોર નથી ટળ્યો.

મહેતીના હુંકારા હુંકારા સાંભળી ભગવાન ગોરને તેડવા ચાલ્યા. તે ગોરના ઘર આચળ આવ્યા ત્યાં ગોરે ભગવાનને નરસીંહરૂપે જોઇ તેના છોકરાને કહ્યું. છોકરા ક માડ દઇદે કમાડ દઈ દે. આગળો ચઢાવી મહીની સાકળ દે સાંકળ. છોકરો કહે છે શું ! ગોર કહે નરસઇઓ ટીલવો આવ્યો છે. તે ઝોડ જેવો ખાલી ખોટી કરશે.

ગોરના અંતરની ભગવાને જાણી લીધી, અને ગોરને કહ્યું ગોર મહારાજ પધારો. ગોર કહે ક્યાં લ્યા નરસઇઆ! ક્યાં લ્યા ટીલવા ! મહેતા કહે મારા બાપનું શ્રાદ્ધ છે માટે સરાવા ચાલો. ગોર કહે તારો બાપને વણુસીધરનો બાપ કાંઇ જુદો છે! મહેતા કહે ના મહારાજ, એકજ ગોર કહે ત્યારે વણુસીધર શ્રાદ્ધ કરે છે તે કેવું ને તું કરે છે તે કેવું ! એક બાપને સો દીકરા હોય તો સોએ જણુ શ્રાદ્ધ કરતા હશે કે ? ને ગોર કાંઇ સો ઠેકાણે ફરતો ફરતો હશે કે ? હું તો વણુસીધરને ઘેર જઇશ.

મહેતા કહે મહારાજ! તમો વણસીધરને ઘેર તો વરશો વરસ જાઓ છો; ને હુતો આણુજ શ્રાદ્ધ કરૂં છું માટે પધારો તો સારૂ. ગોર કહે વણુસીધરને ઘેરથી તો બાર મહીને પાંચ પચાસની મતા મળે છે, તેં કોઇ દહાડો પણુ રાતી પાઇ પણુ આપી છે ? રૂપીઆ પચાસ આપવા કબુલ હોય તો તારે ત્યાં આવું.

મહેતા કહે મારા ગરીબનું પચીસનું ગજું છે? પણ

જે મળશે તે આપીશ, ફુલ નહી ને ફુલની પાંખડી. ગોર કહે તારી ફુલની પાંખડી રાખ્ય તારા ઘેર. વણસીધરને ઘેર ન જાઉં કે દશ પંદરની મતા તો મળે. મહેતા કહે ગોર મહારાજ, તમારે તો સરવેને સરખા ગણવા જોઇએ. સૌં સૌના ગજા પ્રમાણે સહુ આપે. તાલેવન યજમાન કાળે કરીને ગરીબ થાય, ને ગરીબ તાલેવન થાય. માટે કાંઇ વીચાર કરો, ને મારે ઘેર પધારો.

ગોર કહે એ તો જાણ્યો તને જાણુમાંનું છાંણ થયો છે તે. જા તારા ભીખારીને ઘેર નથી આવતો. મહેતા કહે ત્યારે મારે ત્યાં શ્રાદ્ધ કોણ સરાવશે ? ગોર કહે કોઇ રસ્તાના જનારને બોલાવી સરાવી લેજે. મહેતા કહે હું ગમે તેને બોલાવીને સરાવું તો ખરો. પણ તમે પાછળથી કહેશો કે હું ગોર ને મેરા લગતા હે ત્યારે ? ગોર કહે જાલ્યા ટીલવા હું અત્યારથી તારો ગોર નહી, ને તું મારો યજમાન નહી. મહેતા કહે મોંઢે બોલ્યું કામમાં ના આવે. લખી આપો કાગળ ઉપર.

ગોરે છોકરા પાસે ખડીઓ કલમ ને કાગળ મંગાવી લખી આપ્યું કે આ નરસઇઓ અત્યારથી મારોયજમાનનહી, ને હું તેનો ગોર નહી. એ પ્રમાણે લખી બહારીએથી કાગળ ફેંકયો કે તે કાગળ ભગવાને ઉપાડી લીધો અનેકહ્યું ગોર મહારાજ જીવ તો શુધીમાં છેને? ગોરે કહ્યું હા શુદ્ધીમાં છે. મહેતાએ કહ્યું લખ્યું તે બાપના બોલ સાથે કબુલ છે ને ? ગોર કહે હા બાપના તો શું પણ બાપના એ બાપના બોલ સાથે કબુલ છે. કાનખજુરાનો એક પગ ભાગ્યો તોએ શું ને એક પગ આવ્યો તોએ શું.

ભગવાન કાગળ લઇ રસ્તે પડયા. ગોરે તમાશોજોવા પોતાના છોકરાને પાછળ મોકલ્લો અને કહ્યું. જોને કીયો

એના બાપનું શ્રાદ્ધ સરાવે છે ? પ્રભુ રસ્તામાં જાય છે ત્યાં એક હળ ખેડુ સામો મળ્યો. ને નરસીંહભક્તને જોઈ હળ હેડું નાખી દઇ ચરણમાં પડયો અને કહ્યું આજ સવારમાં કોયું સારાનું મ્હોં જોએલું જેથી પ્રભુના પરમ ભક્તનાં દર્શન થયાં

મેહેતાએ કહ્યું ભાઇ તમે શી જ્ઞાતિ છો ? હળ ખેડુ કહે માહારાજ બ્રાહ્મણ છું, કાંઇ કામ શેવા ? મહેતા કહે મારા બાપનું શ્રાદ્ધ છે માટે સરાવા ચાલો. ખેડુત કહે મહારાજ હું એકે અક્ષર ભણ્યો નથી. ભગવાને કહ્યું કાંઇ ફિકર નહિ. હળ ખેડુ કહે ત્યારે ચાલો. કહી હળ નાખી દઇ મહેતાની સાથે ગયો; પેલા ગોરના છોકરે જોયું અને વીચાર કર્યો. આ હળખેડુ શું એના બાપનું શ્રાદ્ધ સરાવશે અને દહાડો વાળશે.

ભગવાન હળ ખેડુને લેઇ ઘેર આવ્યા અને મહેતીને કહ્યું ગોરને બેસવા ઘરમાંથી પાટલો લાવો. ( મહેતી મન સાથે વીચાર કરે છે કે પાટલા ક્યારે વસાવ્યા છે તે માગતા હશે ) મહેતા કહે ચાલો ઝડપ કરો. વિચાર શું કરો છો ? ઉતાવળ કરો આજે કોઇ કામમાં ઢીલ ન રાખવી જોઇએ, ઝડપ કરો પાટલો લાવો.

મહેતી ઘરમાં જુવે છે તો સોનાનો પાટલો પડેલો દીઠો તે લાવી ગોરને બેસવા માટે આપ્યો, ને પોતે સરાવા બેસવાની તૈયારી કરવા માંડી, નાગરોએ વીચાર કર્યો કે ચાલો નરસીંહ સરાવતો હશે તે જોવા જઇએ. ટીખળી નાગરોએ ટોળે મળી નરસીહરામને ઘેર આવ્યા

**નાગરો**—મહેતાજી જય શ્રીકૃષ્ણ.

**મહેતાજી**—જય શ્રીકૃષ્ણ પધારો ! પધારો !

**અગમરાય**—કેમ કૃષ્ણદાસભાઈ, કાંઇ નજર પડી નજર ?

**કૃષ્ણરાય**—હા, ગોરની ગાંડ તળે મારા બેટાએ સોનાનો પાટલો ઘાલ્યો છે.

**સારંગધર**—હં હં ! જાદુગર છે ભાઇ, ગમે તેને રોવરાવીને લાવ્યો હશે, કાંતો માગીને લાવ્યો હશે.

ભગવાને વીચાર્યું, એક છે તેથી રોવરાવીને કે માગી લાવીને મુકલો ઠર્યો, ધારી મહેતીને કહ્યુ પાટલા લાવો પાટલા આ ન્યાતના ગ્રહસ્થો ઉભા રહ્યા છે તે સારૂ દેખાય ! મહેતી કહે પાટલા ! મહેતા કહે યા પાટલા. પાટલા પાટલા શું કરો છો ? અત્યારે નહી કાઢો તો પછી કયારે કાઢશો ?

મહેતી ઘરમાં જઇ જુવે છે તો પાટલાનો ઢગ મારેલો જોયો. તેમાંથી એકે એકે લાવીને બહાર મુકવા માંડયા ત્યાં સારંગધર કહે મારો બેટો બહુ લાવ્યો જણાય છે. આનું કાંઇ સમજાણું નહી.

મહેતાએ ગોરને કહ્યું મહારાજ ! હવે શ્રાદ્ધની ક્રિયા શરૂ કરો. ગોર કહે બાપજી મેંતો તમને પહેલેથી જણાવ્યું છે કે હુંતો એકે અક્ષર ભણ્યો નથી. મહેતાએ કહ્યું કાંઇ ફીકર નહીં. નાગરો કહે નરસઇઆ ! આવું ઓહુ કયાંથી લાવ્યો છું ઓહ ? કોઇ સાધુ ભણેલો નથી. સાધુ ? કહી મશ્કરીઓ કરવા માંડી, ત્યાં ભગવાને મહારાજને કહ્યું, ગોર મહારાજ " રાધે કૃષ્ણ ગોવિંદ " કહો ગોરે " રાધાકૃષ્ણ ગોવિંદ " કહ્યું ને ભગવાને પોતાની ટચલી આંગળી ગોરની જીભના ટેરવા ઉપર અડાડી કે સરસ્વતી દેવી ગોરની જીભ ઉપર બેઠી. સરસ્વતીનો વાસ થયે ત્યાં ચાર વેદ, ખટશાસ્ત્ર, અઢાર પુરાણ ખડાં થયાં. અને મહારાજે શાસ્ત્રોચાર કરવા માંડયો. આ હળખેડુને શાસ્ત્રોચાર કરતો જોઇ નાગરો સૌ વીસ્મય પામ્યા.

શ્રાદ્ધમાં પીંડ મુકયા ત્યારે ગોરે કહ્યું, મહેતાજી શ્રાદ્ધના સોળ પીંડ ઉપર દક્ષણા મુકો. મહેતાએ દરેક પીંડ ઉપર એકેક એમ સોળ મોહોરો મુકી.

અકળશંકર કહે સારંગધર ? જો જો સાચી સમજશો નહી. ગીલેટ ! ગીલેટ ! વિકળશંકર કહે પાટલા માગી લાવેલા ને મોહોરો ગીલેટ. ત્યારે ખરૂં શું ? સારંગધર કહે ખરૂ કાંઇ નહી, ને ખરૂ કયારે માનીએ કે સાતસે ઘેર સર્વેજણ નોતરાં દીધાં છે, પણ ધુમાડો કયાંઈ દેખાય છે ? ધુમાડો નીકળતો બતાવો તો સાચુ માનીએ.

ઉપર પ્રમાણે સર્વે નાગરો ચેષ્ટા કરે છે ત્યાં ઓધવ ને અંક્રૂર વણઝારા બની સાથે પાંચસો જાદવ લઇ. નરસીંહ મહેતાનું ઘર પુછતા આવ્યા. નાગરો કહે મહેતાજી કોક બોલાવે છે; ભગવાને કહ્યુ શું છે ? વણઝારા કહે તમે મંગાવેલી સામગ્રી લાવ્યા છીએ. ભગવાન કહે રસોઇ કરવા માંડો ને બનતી તાકીદે રસોઇ તૈયાર કરો. જોજો કાંઇ કેહેવત ના આવે જાદવો સૌ ચુહુલ્યો ખોદી રસોઈ કરવા મંડી પડ્યા.

આ પ્રમાણે બનાવ જોઇ નાગરોનો ગર્વ ઉતાર્યો ને સૌ છક પામી ગયા. અને માંહોમાંહી કહેવા લાગ્યા, સારંગધર તેના ઘરમાં તો ખાવા નહોતું, ત્યારે આ બધું કાઢ્યું કયાંથી ? સારંગધર કહે કયાંથી શું, ઘણાને ભીખ મંગાવી સંગ્રહ કરી રાખ્યો છે તે નીકળે છે.

શ્રાદ્ધ સામગ્રી થતી જોઇ કૃષ્ણપ્રસાદ કહે આપણે તો વહેલું થાય તોએ અહી, ને મોડુ થાય તોએ અહી. ત્યાં શ્રાદ્ધ સારવાનું કામ પુરૂ થયું. અને ગોરે મહા દક્ષણા માગી તેજ વખતે પેલા મોતીનો નવ લાખ રૂપીઆનો હાર ગોરના ગળામાં પહેરાવ્યો. અને પેલા જુના ગોરના છોક-

રાને એક મોહોર દક્ષણા આપી.

ગોરના છોકરાએ વીચાર કર્યો કે ઘેર જઇ ગુઢીઆને એવો ટીચું કે ફરી કોઇને લખી આપે નહી, કે હું તારો ગોર નહી ને તું મારો યજમાન નહી, એવો વીચાર કરી ઘેર ગયો.

શ્રાદ્ધના પીંડ સુધી પ્રભુએ નરસીંહની ઇકોતેર પેઢીઓ તારી દીધી. અને નાગરોને કહ્યું ભાઇઓ હવે પંગતની તૈયારી કરો. શણીયાં લાવ્યા હો તે બદલો, ને ના લાવ્યા હો તે અહીઆંથી લ્યો. નાગરો (જે નહી લાવેલા) કહે અમો ઘેર જઇ હાલ લાવીએ છીએ.

મહેતા કહે ના, ના. અહીંયાંથી લ્યો. નાગરો (આવેલા) કહે તમને લેવા જતાં વાર થશે. મહેતાજી આપે છે તે લ્યોને ? નાગરો કહે સાધુના કામળા પડ્યા હશે તે પહેરવા આપશે બીજું મહેતાના ઘરમાં શું હશે ? તમો પહેરો હમો હાલ જઇ લઇ આવીએ છીએ.

મહેતાજી કહે લાવો અબોટીઆના ગાંસડા ઓધવે હાજર કર્યા તે મહેતાએ છોડવા માંડયા. છોડતાં કસબની કીનારીઓ દેખાણી. કીનારીઓ જોઇ સઘળા નાગરો દોડતા આવ્યા અને હાથ ઉંચા કરી લાવો મેહેતાજી લાવો મેહેતાજી કહી નરસીંહરૂપ ભગવાનને વીંટાઈ વળ્યા.

મહેતાંજી દેંકે છે ને નાગરો લુટે છે. જેની પાસે હતાં તેમણે પણ પોતાનાં સંતાડી નવાં લીધા. કસબી અબોટીયાં પહેરી સર્વે નાગરો તૈયાર થયા અને કહ્યું, મહેતાજી આ ભાદરવા મહીનાનો દહાડો છે માટે એકાદુ ઝાપટુ બાપટુ આવશે તો ટાઢ વાશે, માટે ભેગાં ઓઢવાનાં હોય તો લાવો. મહેતાજી કહે તૈયાર છે, તમારાથી કશુંએ વધારે નથી, કહી એકેકી કસબી સાલ આપી. સાલો મળી તેથી

નાગરોનો લોભ વધ્યો અને બોલ્યા, ગળામાં કંઠી શીવાય કસબી સાલને પીતાંબર શોભતાં નથી.

મહેતાજીએ ઘરાણાંના દાભડા કાઢી દરેક નાગરને અ- કેકી કંઠી આપી. સર્વે નાગરોને કંઠી આપી તેથી મા- ણેકબાઇનું મોંઢુ ચઢયું, અને રાવાગુરૂપ થયું, તે રોવા જેવુ મ્હોં કરી બોલ્યાં, આટલું બધું ઘરમાં છે છતા કોઇ દહાડો વાલની વીંટી સરખીએ પહેરાવી છે ? મહેતાએ તેને એક દાભડો આપ્યો અને કહ્યુ લ્યો તમે પણ સોળે શણગાર પહેરી તૈયાર થાઓ. માણેકબાઇએ સોળે શણગાર પહેર્યા અને મનમાં આનંદ પામી.

પુરૂષો તો સઘળા હાજરજ હતા પણ સ્ત્રીઓ આવી નહોતી તેથી તેમને બોલાવા દીક્ષીત દોડયો, ને બુમ પાડી કે ચાલજો નરસીંહમહેતાને ત્યાં વખત થયો છે દીક્ષીતની વાંસે નાગરોએ પોતાનાં છોકરાઓને દોડાવ્યા અને પોતપો તાના ઘેર કહેરાવ્યું કે સૌ સુતરાઉ વસ્ત્ર પહેરીને આવજો અબોટીઉ પહેરીને આવશો નહીં.

નાગરો સર્વે સુતરાઉ વસ્ત્રો પહેરી હાજર થઇ અને મહેતીને કહે કેમ વખત થઇ છે કે ? મહેતી કહે વખત તો થઇ છે ને તમે તો સાડલા પહેરી આવ્યાં છો ને? ના ગરો મહેતાજીને કહે મહેતાજી સ્ત્રીઓને માટે પણ પહેર- વાનાં હોય તો કાઢો. ભગવાને ગાંસડા છોડી કસબી બુટે- દાર સાડીઓ દરેકને પહેરવા સારૂ આપી. જાદવોને પાટલા પાણી વાસણ વીગેરે પીરસવા હુકમ કર્યો.

જાદવોએ ભગવાનના હુકમથી માંથા દીઠ અકેકો સોના- નો પાટલો બેસવાનો, અકેકો સોનાનો પાટલો આગળ મુ- કવાનો, તેના ઉપર અકેકો સોનાનો થાળ, સોનાના વાડકા અને સોનાના પાણી વાસણ પ્રથમ પીરસી દીધા, અને દ-

રેક નાગરને જમવા બેસાડયા.

વૈકુંઠમાં લક્ષ્મીજી બેઠાં છે ત્યાં બ્રહ્માજીની સ્ત્રી સાવીત્રી અને ગાયત્રી તેમને મળવા આવ્યાં અને લક્ષ્મીજીને એકલાં જોઈ સાવત્રીએ પુછયું, લક્ષ્મીજી ! વૈકુંઠનાથ કયાં પધાર્યા છે ? તમે એકલાં કેમ ? લક્ષ્મીજી કહે તેતો ગયાછે તેમના બાપનું શ્રાદ્ધ સરાવા જુનાગઢ નરસઇઆને ઘેર ગાયત્રી કહે ત્યારે તમને ગોઠતું નહી હોય? લક્ષ્મીજી કહે તેમજ જીવને ચેન પડતુ નથી (બ્રહ્માને) જોઇ પણ જુવો તમારા વિના બ્રહ્માને પણ ગોઠતુ નથી. તેથી તેઓ પોતે અહીં આવેછે. સાવીત્રી કહે લક્ષ્મીજી મશ્કરી શું કરો છો ? લક્ષ્મીજી કહે મશ્કરી નથી. જુઓ આ આવ્યા (બ્રહ્માઆયા) લક્ષ્મીજી, કયાં ગયા છે વૈકુંઠનાથ ? લક્ષ્મીજી કહે તેમના બાપનું શ્રાદ્ધ સારવા જુનાગઢ નરસીંહમહેતાને ઘેર. બ્રહ્મા કહે ચાલો આપણે પણ જઇએ લક્ષ્મીજીસહ બ્રહ્મા તથા સાવિત્રી, ગાયત્રી જુનાગઢ નરસીહરામને ઘેર જવા નીકળ્યા રસ્તામાં શંકર પાર્વતી મળ્યાં તેમણે પુછયું, બ્રહ્માજી કેણી તરફ સીધાવો છો ? બ્રહ્મા કહે જુનાગઢ નરસીંહ મહેતાને ઘેર શંકર કહે કેમ ? બ્રહ્મા કહે વૈકુંઠપતી નરસીંહ રામના બાપનું શ્રાદ્ધ સારવા ગયા છે તે જોવા શંકરપાર્વતી કહે ચાલો અમે પણ આવીએ છીએ, કહી સર્વેએ જુનાગઢ તરફનો રસ્તો લીધો રસ્તામાં ત્યાં ઇંદ્ર સામો મળ્યો તેણે પુછયું બધાં કેણી તરફ સીધાવો છો ? શંકરે કહ્યું જુનાગઢ નરસીંહ ભગતને ઘેર. ઇંદ્ર કહે કેમ? શંકર કહે નરસીંહના બાપનું શ્રાદ્ધ સારવા વૈકુંઠનાથ ગયા છે તે જોવા. ઇંદ્ર કહે ચાલો હું પણ મારી સ્ત્રીને લઇ આવું છું, કહી ઇંદ્રાણીસહ તે પણ સાથે જવા તૈયાર થયાં, પ્રથમ વૈકુંઠનાથ, પછી બ્રહ્મા, શંકર, ઇંદ્ર શું નરસીંહનું ભાગ્ય !

નાગરો સર્વે જમવા બેઠા ત્યાં સામગ્રીઓ પીરસાવા માંડી. વાચકવૃંદ જો જો તમારા મ્હોઢામાં પાણી આણતા આતો તે વખતે જાદવે બનાવેલી વાનીઓ છે, એમાંની અત્યારે કયાંઈ મળે તે સમજતા નહી સાક્ષાત વૈકુંઠનાં શી ધાંની જાદવોએ બનાવેલી, માટે મન ઠેકાણે રાખી વાનીઓનું વર્ણન વાંચો.

તરેહ તરેહના લાડુ પીરસાઇ રહ્યા છે, ત્યારબાદ જાત જાતની લાવશીઓ નીકળી; નાગરો એટલામાં તો શું ખા કે શું ના ખાવું તેના વીચારમાં પડી ગયા, અને નરસઇયા ને ધન્યવાદ આપવા લાગ્યા. લાવશીઓ પીરસાઇ કે તરત રોટલી નીકળી; ત્રણ ચાર જાતની રોટલી જેવી કે ફુલકા રોટલી, બપડી રોટલી સાતપડી રોટલી, દરેક ઘીમાં બો-ળેલી, ઘીમાં રચપચતી પીરસાણી; બાદ પકવાન નીકળ્યાં. ખાજાં ઘુંજાં, ઘેબર. સતરફેણી, બરફી, પેંડા, હાર ગલેરાં મોહનહાર, મેસુર. અમૃતપાક, ગુલાબજાંબુ, જલેબી, મર-ફી, ગુલાબપાક, ગગનગાંઠીયા, કોહ્રાપાક, દુધીનો હલવો, સુકો હલવો, બદામનો હલવો એ સર્વે વાનીઓ પીરસા-ણી. પછી તરત દુધપાક, શીખંડ. બાસુદી, કઢેલુ દુધ વીગેરે પ્રવાહી ચીજો પીરસાણી, બાદ આંબા કેરીનો રસ પીરસા ણો. ઉપર પ્રમાણે જમણની સરવે સામગ્રી પીરસાણી, પણ શાક પીરસાતાં સુધી કોઇથી નીચો હાથ થયો નહી, ને થાળમાં પીરસાયેલી વાનીઓ જોઇ નાગર માત્ર અચંબો પામ્યા. પછી શાક પીરસાવા માંડયાં, કારેલાં, કંકોડાં, કોહો ળુ, તુરીયાં પરવર. પટોળાં, આરીયાં, સુરણ, સરગવાની શીંગો, ચકરીઆં, રીંગણાં, રવૈયાં, ટીનસાં, રતાળુ, ભીંડા, ગીલોડાં, ગુવારફળીઓ, દુધીચણાનીદાળ, મુળા, મોગરી, અળવી, મોઘરા, વાડકારેલા, વાલોળ, પાપડી, ગલકાં, બ-ટાટા કાકડી, ચોળાફળી, ટીલા વટાણા, ત્યાર બાદ ભાજી

નીકળી. તાંદળજાની, સવાની, પોપની, ચીલની, કડાની, કુબીની, ગળજીબીની, ડોડીની, લુણીની, એ પ્રમાણે ભાજીઓ પીરસાણી, પછી કઠોળા નીકળ્યાં, ચણા, વટાણા, તુવર વાલ, મગ, મઠ, ચોળા એ પ્રમાણે કઠોળ પીરસાયાં. ત્યાર ભજીઆં નીકળ્યાં. પતરવેલીયાં, ફુલવડી, કેળાંનાંભજીયાં, મેથીની ભાજીના ગરગોલા, વડાં, ઇદડાં, પકોડા, પાપડ, સારેડાં, ખેરાં, શેવો એ સરવે વાનીઓ પીરસાણી, બાદ રતાળાના, કોહોળાના, બટાટાનાં, રીંગણાનાં, ગલકાનાં, તુરીયાનાંઅજમાના પાનનાં, પોઇનાપાનનાં આદુના, મરચાનાં વિગેરે તરેહ તરેહનાં ઉનાં ઉતરતાં ભજીઆં પીરસાણા, બાદ રાયતુ નીકળ્યું. કકાડીનું, કેળાનું, દ્રાક્ષનું, રાયણનું દાડમનું, આદુનુ મરચાંનું, ખોપરાનું, દહીવડાં, મઠા વિગેરે પીરસાયા. બાદ બે ત્રણ જાતની ચટણીઓ નીકળી, બાદ અચાર પીરસવા માંડયો. કેરીનો છુંદો, ખારીયાં રઇતીકેરી, મેથીઆં, બોલીનો ડોડીનો, બોળકેરીનો, ગરમાળાનો, ગરમરનો, ગુદાંનો લીંબુનો મરચાંનો, આદાનો વીગેરે ઘણી જાતનો અચાર પીરસાયા. બાદ કેસરીભાત, બીરંજ. મોળોભાત એમ બે ચાર જાતના ભાત પીરસાયા. બાદ બે ત્રણ જાતનીકઢીપીરસાણી

એ પ્રમાણે સર્વ વાનીઓ પીરસાઇ રહી કે મહેતાએ ગોવરધન નાથની જે બોલાવી. સરવ નાગરોને જમવાની રજા આપી. જમતાં જમતાં એક ચીજ ખાયને બીજી વિસરી જાય. જાદવો પાસે જેજે ચીજ માગે તે જાદવો તુરત આપે; નાગરોએ કહ્યું ધન્ય છે નરસઇ મહેતાને કે આખી ઉમ્મરભરમાં જમણ જમ્યા તો આજેજ જમ્યા. એમ વખાણ કરતાં જમી ઉઠયા. ત્યાં પાણી પીરસાયું. સર્વે જણા હાથ મ્હોં ધોઇ રહ્યા કે તરત બરાસ નાંખેલ પાનનાં બીડાં વહેચ્યાં. સર્વે જણ નરસીંહની વાહ ! વાહ!

બોલવા લાગ્યું.

**સારંગધર**—પરમોદરાય ભાઇ, મારે એટે કાઢયું ક્યાંથી

**કૃષ્ણરાય**—તમને ક્યાં ખબર છે, ઘણા ધુતી ધુતીને એ-કઠું કર્યું છે.

**અહળશંકર**—પણ આજે ખરચ્યું તે કહોને

**સારંગધર**—ન ખરચે ને આપણને ન ખવરાવે તો કોણ એનો બાપ ખાનાર હતો ?

સર્વે નાગરો માંહોમાંહી વાતો કરી રહ્યા છે ત્યાં મહેતાજી આવ્યા; તેમને નાગરોએ કહ્યુ, મહેતાજી આતમારા થાળીઓ વાડકા, પાણીવાસણ અને પાટલા ગણી લ્યો. મ-જી કહે એકઠા કરી ઉકરડે ફેંકી ધો. નાગરો કહે એ શું બોલ્યા મહેતાજી ! આ ક્યાં પતરાળાં દડીયા છે કે તેફેંકી દેવરાવો છો? સોનાનાં વાસણ ફેંકી દેવાય ? મહેતાજી કહે ત્યારે તમારાં એંઠાંને શું કરૂ ? તે મારા મંદીરના કામમાં ન આવે. નાગરો કહે તમારી રજા હોયતો ઘેર લઇ જઇએ. મહેતા કહે સુખેથી લઇ જાઓ. સર્વે નાગરોએ એઠાંને એઠાં બગલમાં મારીને ઘેર લઇ જવા માંડયાં. ત્યાં મહેતાએ કહ્યું હજી દક્ષણા આપવાની છે તે લેતા જાઓ મુઠીએ મુઠીએ મોહોરો દક્ષણામાં વહેંચી. નાગરોને સંતોસ્યા.અને નરસીંહ મહેતાનું જન્મનું મ્હેણું ભાગ્યું. અને મેહેતીને લ્હાવ પુરો કર્યો

ધન્ય છે નરસીંહરામ તમારી ભક્તિને કે જે ભક્તિને વશ થઇ ભગવાને આવાં કામ કર્યા છે ! તો વાંચકર્વૃંદ ! જો એક નીષ્ટાથી તમો ભક્તિ કરશો તો તમારી મનોચ્છા ભગવાન કેમ પુરી નહી કરે ? પ્રલ્હાદજીની ભક્તિથી પ્રભુ સ્થંભમાં જઇ વસ્યાં. દ્રઉપતીની ભક્તિથી તેને નવસો નવાણું ચીર પુર્યાં. અને કઉરવને ઝાંખા પાડયા. મીરાંબાઇને

ભક્તિથી સદેહે સ્વર્ગમાં લઇ ગયા. ઝેરનું અમૃત કર્યું કુંભા રની ભક્તિથી નીંભામાંથી મંઝારીનાં બચ્ચાંને ઉગારી કુંભા રની મનોચ્છા પુર્ણ કરી. એવા દયાળુ કૃપાવંત રીદ્ધી સીદ્ધી આપવાવાળા છે; માટે આવા દાખલા જોઇ વાંચકવૃંદ કુકર્મ કરતાં ડરો, અને તેની ભક્તિ એકાગ્રહ ચીતથી કરી તેમને પ્રસન્ન કરો. માણુસ મજુરી આપે છે તો તે કેમ નહી આપે. એવો દ્રઢ વિશ્વાસ રાખો, અને ભક્તિ કરો. જેથી આ મનુષ્યા દેહ સફળ થશે, અને ફરીથી ગર્ભ વાસમાં આવવું નહી ,પડે. ને છેવટે તેના ચરણ કમળને પામશો. અસ્તુ.

બધા કામથી પરવારી નરસીંહરૂપ ભગવાને માણેકબાઇને કહ્યું હું જરા તળાવે સ્નાન કરી આવું છું કહી વિદાય થયા.

ગોરના છોકરે ઘેર જઇ ગોરને લખી આપવા સંબંધી ઘણો ઠપકો આપ્યો, અને નરસીંહરામે કરોડો રૂપૈયા ઉડાવ્યાની વાત કહી. ડોસે કહ્યું હવે શું કરવું; છોકરો કહે શું કરવું શું ? એ ભગવાનનો ભક્ત છે માટે બોલ જવા નહી દે, માટે જઇને, તેને વીનવો. ગોર નરસીંહરામના ઘર તરફ આવતો હતો, ત્યાં નરસીંહરૂપ ભગવાન મળ્યા. ગોર કહે મેહેતાજી મારી ભુલ થઇ છે તે માફ કરો ને પેલુ કાગળીયું ફાડી નાંખો. ભગવાને તરત કાગળીરૂ ફાડી નાંખ્યું. ગોર કહે મહેતાજી દક્ષણા ? હું તમારો ગોર કહેવાઉં. મહેતા કહે લખીને આપ્યું હતું ત્યાં સુધી તમે ગોર નહોતા ને હું તમારો યજમાને નહોતો, તે વખતમાં શ્રાદ્ધ તો થઇ ગયું. હવે કાગળીયું ફાડી નાંખ્યા પછી તમે ગોર થયા માટે પહોર શ્રાદ્ધ કરૂં તો આવજો. ગોરે કરગરી પડી કહ્યું, ભગતજી એમ ના થાય, અમે તો તમારી ગાયો કહેવઇએ. (ભગવાને વિચાર્યુ નરસઇયાને આટલા કાલાવાલા

કરશે તો મને અધવચથી બોલાવશે ) ઢ્યો ગોર મહારાજ; ( દસલાખ સોના મોહોરનો કંઠો પહેરાવ્યો ) ગોર આશીર્વાદ આપતા ઘેર ગયા અને ભગવાનને વૈકુંઠમાં જતાં રસ્તામાં બ્રહ્મા, શંકર, ઇંદ્ર વીગેરે મલ્યા તેમને લઇ ભગવાન વઇકુંઠમાં ગયા.

વઇકુંઠમાં જઇ ભગવાને નરસઇને શ્રાદ્ધની શુદ્ધી મુકી દીધી. શ્રાદ્ધનું ભાન આવતાં નરસીંહરામ એકદમ ઉઠયા. તેમને દુકાનદારે ઘીની તપેલી ભરી આપી, તે લઇ ઘેર આવવા સારૂ નીકળ્યા, રસ્તામાં સૌ નાગરો માંહો માંહી વાતો કરે છે કે નરસઇઓ હદવાળી, ને તેની ઇકોતેર પેઢી તારી. મહેતા આથી ઝંખવાણા પડયા, કારણ તેમને ખબર નથી કે શ્રાદ્ધતો થઇ ગયું.

મહેતા માણેકબાઈ વઢવાની બીકથી ઉતાવળા ઉતાવળા ઘેર આવ્યા, ને ઘીની તપેલી માણેકબાઇને આપી માણેકબાઈ કહે હમણાતો કહી ગયા હતા કે હું ન્હાવા જાઉછું, ને આ ઘી કયાંથી લાવ્યા ? નરસીંહ મહેતા કહે હું શ્રાદ્ધને માટે લેવા ગયો હતો તે લઇને આવ્યો મહેતી કહે ત્યારે શ્રાધ સરાવ્યું તે કેવું ? અને ન્યાત જમાડી તે કોની ? જુઠું શા માટે બોલો છો ભગત થઇને ? મહેતાકહે બધું થઈ ગયું ? મહેતી કહે મારા મ્હોં આગળ કરો છો ને પાછા અજાણ્યાનો ડોળ કરી ફરી જાઓ છો; હું કાંઇ નાની કીકલી નથી સમજ્યા ?

મરાઠી સાખી

**નરસીંહ**—શ્રાધ સરાવી ગયો પોતે, જાતે ત્રીલોકીનાથ;
**મહેતી**—છણકા કરેલા મહેતીએ તે, સુણીને ઘસીયા હાથ
હું પાપી ખરી, ઓળખીઆ નહી મે શ્રી હરી.
**નરસિંહમહેતા**—કયાં ગયા ત્રીલોકીનાથ ? જયરાધા કૃ.

**બ્રુરાત્રા, પ્રભુ જયરાધા, કૃષ્ણરાધા** કહી ભગવાને આપેલી તાળ ખખડાવી, તેમનેં બોલા-વા સ્તુતી કરવા માંડી,

**ભગવાન કહે**—બ્રહ્મા ? ચાલો નરસીંહ પાછા બોલાવેછે.

**લક્ષ્મીજી**—ચાલો ઝટ કરો.

**બ્રહ્મા**—એમ કેમ ?

**લક્ષ્મીજી**—બાપનું શ્રાદ્ધ કર્યું, ને વખતે વહુઆનું એ આ જને આજ હોય.

**ભગવાન**—લક્ષ્મીજી તેમ નથી. આતો જમવા નોતરે છે જમવા.

**સર્વે દેવ**—ચાલો તેનું નોતરૂં કાંઇ પાછું ફેરવાય તેમ છે ?

( સર્વે દેવ નરસીંહને ઘેર આવ્યા )

નરસીંહ જે ધ્યાનમાં આરૂઢ બની ભગવાનને સમરતો બેઠો હતો; ત્યાં ભગવાને આવી બુમ પાડી નરસઇયા ? હે નરસઇઆ ? નરસીંહ ધ્યાનમાંથી જાગ્રત થઇ ભગવાનના ચરણમાં પડયો, અને કહ્યું પ્રભુ પધાર્યા ! ભગવાન કહે હા મહેતા કહે શ્રાદ્ધ તમે સાર્યું ? ભગવાન કહે હા નર-સીંહ કહે મારા બાપનું નામ દેતાં શરમાયા હતા ? ભગ-વાન કહે ના. મહેતા કહે તમે ન્યાત જમાડી ? ભગ-વાન કહે હા. મહેતા કહે તમે જમ્યા ? ભગવાન કહે ના મહેતા કહે તમારા જમ્યા શીવાય મારો બાપ તે શું પા-મવાનો હતો ? માટે બેસો.

ભગવાન, બ્રાહ્મ, શંકર, ઇંદ્ર, તેમની જોડે નરસીંહ મ-હેતા સરસ્વતી, સાવીત્રી, ગાયત્રી, લક્ષ્મીમી, પારવતી ઇંદ્રા-ણી તેમની સાથે માણેકબાઇ, દેવની પંગતીમાં બેશી જ-મ્યા જમ્યા પછી માણેકબાઇએ પ્રભુને નહી ઓળખ્યા, અને છણકા કર્યા તેને માટે માફ માગવા સ્તુતી કરી.

## સ્તુતી.

**માણેકબાઈ**—(કર કરૂણા જગનાથ ) એ રાહ.

જાણ્યા નહી જગનાથ કૃપાળુ, જાણ્યા નહી જગનાથ
કરો મયા દયાળુ તાત કૃપાળુ.
માયા તમારી અતીઅકારી, જન સમુતને ફસાવેછે ભારી,
પુન્ય કર્મ સઉ દેછે વિદારી, રાખે નહી એક બચવાનીબારી
(પ્રભુ તે માયા ફસાઇ તમને ઓળખ્યા નહી )
ખાધી માયામાં લાત કૃપાળુ.

**ભગવાન**—માણેકબાઇ માયાની ઘુંચવણી એવીજ છે. તેમાં તમારો દોષ નથી ( નરસીંહરામને ) નરસીંહ બીજી કાંઈ ઈચ્છા છે ?

**નરસીંહ**—મહારાજ ! આ પ્રમાણે દાસનાં કામ કરજો ને બીડ પડે ત્યારે આવી ઉભા રહેજો.

**ભગવાન**—તારાથી હું જુદો નથી; જ્યાં વગર મુલ્યે વેચીશ ત્યાં વેચાઇશ, અને મોકલીશ ત્યાં જઇશ હવે અમો જઇએ છીએ,

**મહેતા** } મહા પ્રભુ પધારજો અને દાસને વીશારશો નહી
**મહેતી** } સર્વે દેવ મંડળને અમારા તન મનથી પ્રણામ છે. દેવ સર્વે વીદાય થયા અને મહેતા પોતા ધુનમાં લાગ્યા.

આના પછી મહેતી દેવલોક પામ્યાં ત્યાં સુધી કાંઈ જાણવા જોગ બીના બની નથી; તેથી તે દર્શાવી નથી, ભક્તિથી પ્રભુ કેવા વશ થાય છે, તે શ્રાદ્ધપક્ષ વાંચવાથી સમજાયું હશે. ભક્તિને વશ થઇ ભગવાનને ભક્તનું રૂપ લઈ શ્રાદ્ધ કરવું પડ્યું. માટે મારા વાંચકવૃંદ ! આવા દાખલા જોઇ તમો પણ ભક્તિથી ભગવાનને વશ કરવા શક્તિવાન થાઓ. અસ્તુ

## પ્રકરણ ૧૭ મું.



એક દીવશ મહેતા ભજનની ધુનમાં લાગી રહ્યા છે ત્યાં માણેકબાઇ દેવલોક પામ્યાના સમાચાર મહેતાને મળ્યા. મહેતા આથી ઘણાજ પ્રસન્ન થઇ નાચવા તથા ગાવા લાગ્યા. ( ભલુ થયું ભાંગી જંજાળ, સુખે ભજીશું શ્રી ગોપાળ ) એ પ્રમાણે ગાવા તથા ખુશી થવા માંડ્યું. અને માણેકબાઇના શબને શમશાન ભુમીમાં અગ્નીદાહ દઇ સર્વે ઇશ્વર સ્મરણ કરતાં કરતાં ઘેર આવ્યા.

એ અરસામાં કોઇક ચાર સંતો યાત્રાએ નીકળેલા જુનાગઢમાં આવ્યા. અને ચટાકચોરા પાસે જઇ નાગરો બેઠા હતા તેમને પુછ્યું ભાઇઓ, હમારે દ્વારકાંની હુંડી લેવી છે તે ક્યાં મળશે ? નાગરોએ મશ્કરી કરી કે દ્વારકાંની હુંડી લેવી હોય તો જાઓ નરસીહરામને ઘેર કારણ કે તે પણ તમારા જેવોજ ભગત છે. નાગરોએ કહ્યું તેથી તેઓ નરસીંહરામના મંદીર તરફ ગયા.

દામોદરનું મંદીર પુછતાં તીરથવાશીઓ નરસીહરામના ઘેર આવ્યા, અને સાતસો રૂપીઆની ઢગલી કરી કહ્યું નરસીંહ મહેતા અમને દ્વારકાંની હુંડી આપો. મહેતાએ કહ્યું તમને કોણે મોકલ્યા ? તીરથવાશી કેહે-હમને નાગર ગ્રહસ્થોએ તમારી ઓળખાણ આપી અહીં મોકલ્યા. નરસીંહરામે કહ્યું ભગવાનની મરજી હશે તેથી તેણે અહીં મો

કલ્યા છે. ને આ રૂપીઆની સ્ત્રી ક્રિયા ખર્યમાં ભંડારો કરવામાં કામ લાગશે, ને ભોગ ધરાવાશે; એવા હેતુથી દ્વારકાંની હુંડી લખવા બેઠા.

## હુંડી.

સ્વતશ્રી દ્વારીકાંપુરી શુભસ્થાને પુજ્યારાધે અનેક સર્વે ઉપમાજોગ **શેઠ શામળશા વાસુદેવ** જોગશ્રી જુનાગઢથી લી. દાસાનુદાસ નરસઇઆના ઘણા માનથી જેશ્રીકૃષ્ણ વાંચવા; જત અત્રેથી રાખ્યા તીરથવાશી પાસેથી રૂ. ૭૦૦ ) અંકે રૂપીઆ સાતસેં હે પુરા શીક્કાઇ નવી છાપનાં, પુરાતોલના, કોરાને કડકડતા, મુદત હુંડી પહોંચેથી તરતના, ઠામ ઠેકાણું જોઇ ચોકસ કરી ગણી આપજો. તેની નીશાની એ જે કાગળ મધે લખું છું નીશાનીમાં લાજ આબરૂ તમને છે. મીતી મળીએ ત્યારે, વાર વિચિત્ર.

**લી૦ દાસાનુદાસ નરસિંહ.**

ઉપર પ્રમાણે હુંડી લખી તીરથવાશીઓને આપી અને કહ્યું દ્વારીકામાં **શામળશા વાસુદેવ**ની દુકાન પુછજો, તે તમને તમારી હુંડીના રૂપીઆ ગણી આપશે; જો ત્યાંથી તમને રૂપીઆ ના મળે તો સુખેથી અહીં આવી લઇ જજો, કોઇ વાતે મુંઝાશો નહી, એવું કહી વીદાય કર્યા.

હુંડી લખી આપી વીદાય કર્યા બાદ નરસીંહમહેતાએ ભગવાનની સ્તુતી કરવા માંડી, હે દીનદયાળુ, હે વીઠલ, તારા ભરોંસે હુંડી લખી છે તે તું શીકારજે. જો નહી શીકારે તો જુનાગઢમાં તારી આબરૂ જશે ને હાંશી થશે. ને તે આબરૂ મારી જવાની નથી, તારીજ જશે. મારે તો કાંઇજ લેવા દેવા નથી. ને નાગરો તારી મશ્કરીઓ કરશે. કહી ભગવાનની સ્તુતી કરવા માંડી.

## સ્તુતી.

( દર્શન આપજોરે ) એ રાહ.

હુંડી સીકારજોરે, વહાલાં શેઠ બનીને હરજી;
લજ્જા રાખજોરે, સુણી પામરની આ અરજી;
શ્રાદ્ધ સરાવી મુજ તાતનું, કીધું મોટું કામ;
મારા રૂપે આપ પધાર્યા, કાઢયું મોટુ નામ...હુંડી૰
શામળશા પરણાવ્યો પોતે, રાખી નહી કાંઇ ન્યુન;
એવી રીતે હુંડી શીકારો, કરૂ તુજ નામની ધુન...હુંડી૰
સત્ય વચન દીધુ શામળીઆ, કરવા શેવકનું કામ;
વચને પળીને હુંડી શીકારો, મોટી છે તુજ હામ...હુંડી૰

---

તીરથવાંસીઓ દ્વારકામાં આવ્યા અને ગોમતીજી નાહી સર્વે મંદીરમાં દેવ દર્શન કરી પરવારીને **શામળશાવાસુદેવની** પેઢી ખોળવા સારૂ નીકળ્યા. તે આખી દ્વારકાં ફર્યા પણ શામળશા વાસુદેવની પેઢી મળી નહી; તેથી એક તીરથવાશીએ બીજા ત્રણને કહ્યું, નક્કી આપણા રૂપીઆ ગયા. ત્યારે બીજો કહે અહીંએ આપણે વાપરનારજ હતા ને સંત સાધુને ખવરાવવાનાજ હતાને, ત્યાં એ પણ સંત સાધુને મ્હોંઢે ગયાછે. ત્રીજો કહે એમ શું ઠગીને રૂપીઆ ખાઇ જાય તે ખાવા દઇશું ? જુનાગઢમાં જઇ ફેંટ પકડી ધરી એકમાં રૂપીઆ લઇશું ચોથો કહે તેતો ખરૂ પણ ફરીથી તપાસ કરો, વખતે કોઇ નાની પેઢી હોય તો બધાની જાણમાં ના હોય. ખોળ કરતાં વખતે મળેતો ? કારણ તે ભકતે આપણા રૂપીઆ ડુબાવવાના સબબથી ખોટી હુંડી લખી નથી. ને તેવું કરે પણ નહીં. કારણ, ઇશ્વરનો પરમ ભકત છે. એ પ્રમાણે વાદવીવાદ કરતા **શામળશા વાસુદેવની** પેઢીની શોધમાં ગુંથાયા.

'ભગવાને ઓધવને કહ્યું, ઓધવજી ચાલો તૈયાર થાઓ, ઓધવજી કહે ક્યાં ભગવાન કહે દ્વારકાંના બજારમાં ઓધવજી કહે કેમ ? ભગવાન કહે નરસઇની હુંડી શીકારવા. ઓધવજી કહે હુંડી શેની ? ભગવાન કહે નરસઇએ તીરથવાશીને સાતસો રૂપીઆની હુંડી લખી દીધી છે તેથી તમે સાતસો રૂપીઆ લઈ, ગુમાસ્તા બની મારી સાથે ચાલો હું **શામળશા** શેઠ બનુંછું. એ પ્રમાણે ભગવાને **શામળશા શેઠનું ને ઓધવે ગુમાસ્તાનું** રૂપ ધારણ કરી સાતસો રૂપીઆ સાથે લઇ તીરથવાશી **શામળશા વાસુદેવની** પેઢી ખોળે છે તેમના સામા ભગવાન, ઓધવ શેઠ ગુમાસ્તો બની આવ્યા.

ભગવાને તીરથવાસીઓને પુછ્યું, ભાઇઓ તમે કોને ખોળોછો ? તીરથવાશી (હુંડી બતાવી) હમો **શામળશા વાસુદેવની** પેઢી ખોળીએ છીએ (ભગવાન ચમક્યા હોય એવા ડોળ કરી ) કોની **શામળશા વાસુદેવની** ? તીરથવાશીઓ કહે હા. **ભગવાને** કહ્યું તે તો હું પોતે લાવો. હુંડી. કહી હુંડી લઇને વાંચીને કહ્યું, નરસીંહરામ તો મારા શેઠ છે, ને હું તેમનો વાણોતર છું, તેમના થકી પેઢી ચલાવું છું; આટલું બધું ના લખ્યું હોત ને મોઢે કહાવ્યું હોત તોએ બસ હતું. હુતો તેમના વડે છું. (**ઓધવજીને**) મુનીમ આ તીરથવાશીઓને સાતસો રૂપીઆ ગણી આપો **ઓધવજી** તીરથ વાશીઓને રૂપીઆ ગણી આપવામાં ગુંથાયા.

એક તીરથવાશીને ભ્રમ થયો કે આ **શામળશા શેઠ** નથી પણ **ભગવાન** પોતે છે તેથી તે તે રૂપીઆમાં હડે નહી લગાડતાં **પ્રભુના મુખારવીંદના દર્શનમાંજ** લીન બની ગયો. તેને **ભગવાને** નરસીંહ મહેતા ઉપરનો કાગ-

ળ આપ્યો.

તીરથવાશીઓ તેમના રૂપીયા ભરી પુરી પામ્યા કે તર્ત **ભગવાન** તથા **ઓધવજી** અંતરધ્યાન થયા. તીરથ વાશીઓએ ફાંફાં મારવા માંડયા કે તે શેઠ ને ગુમાસ્તો ક્યાં ગયા ? પણ તેતો અંતરધ્યાન થયેલા તે ક્યાંથી દેખાય ? આમ ફાંફા મારતા ત્રણ તીરથવાશીઓને જોઇ ચોથો કે જેણે પ્રભુના મુખાર્વિંદનાં પુરણ દર્શન કર્યાં હતાં તેણે કહ્યું, તમે કોને ખોળો છો ? ત્રણેએ કહ્યું, જેણે આ પણી હુંડી શીકારી તે શેઠને મુનીમને. ચોથાએ કહ્યું મુર્ખાઓ ! તે **શામળશા શેઠ** નહોતા, પણ **ભગવાન** પોતે હતા. અકર્મીઓ હું તમને નહોતો કહેતો કે નરસીં હરામ ઇશ્વરનો પરમ ભક્ત છે; ને ભગવાન તેના વશ છે. ત્રણે જણે પસ્તાવો કરી હાથ ઘસવા માંડ્યા.

ચોથો કહે પસ્તાવો કરે શું વળશે. ચાલો જુંનાગઢ પાછા; ને તે પરમભક્તનાં દર્શન કરી પાવન થઇએ; અને આ ભગવાને આપેલો કાગળ તેમને પહોંચાડીએ. એકજણે કહ્યું કે કાગળમાં શું લખ્યું છે તેતો વાંચો ? વાંચવાનું કહેતાં ચોથા તીરથવાશીએ કાગળ વાંચવા માંડ્યો.

**કાગળ.**

( એ...માથે મટુકી ) એ રાહ.

એ...વંગે હું તૈયાર થાઉં
તુમ હુકમને જલદી બજાઉં—એ૦
કાજ કાજ હોય સુખે કેહેજો,
જે જોઇએ તે માગી લેજો;
જાણો દાસ હું અતિ હરખાઉં,—એ૦

તીરથ વાશીઓ ( કાગળ વાંચી ) ધન્ય છે નરસીંહરામને કે જેણે ભગવાનને પોતાના કરી રાખ્યા છે. બસ અડસઠ તીરથની જાત્રાનો ફક્ત એજ કે ભગવાન જેના દાસ થવા ઇચ્છા રાખે છે. ( ચોથાને ) ધન્ય છે તને કે તેં ઓળખીને ભગવાનનાં સાક્ષાત દર્શન કર્યાં, હમે કર્મ હીણ રૂપીયાની માયામાં ગુંથાયા, અને અમુલ્ય દર્શનનો લાભ ખોયો. પણ જ્યારે તેં ભગવાનને ઓળખ્યા ત્યારે કહ્યું. કેમ નહી ? ચોથાએ કહ્યું, હું તો તેમના દર્શનમાં એવો તો લીન બન્યો હતો કે મને મારી દેહનુંજ ભાન નાહોતું, તો તમને ચેતાવું તે શી રીતે ? હવે જે બની તે ખરી; હવે ભગવાંનનાં દર્શનનો લાભતો મળવાનો નથીજ, પણ ચાલો ભગવાનના પરમ ભક્તનાં દર્શન કરી પાવન થઇએ. એવો વીચાર કરી ચારે જણા જુનાગઢ તરફ વીદાય થયા ને ત્રીજે દીવસે જુનાગઢ આવ્યા.

નરસીંહરામ ભજનની ધુનમાં બેઠા છે, ત્યાં ચારે તીરથ વાશીઓ આવ્યા અને નરસીંહરામના ચરણમાં પડયા, અને કહ્યું ધન્ય છે નરસીંહરામ તમને અને તમારી ભક્તિને ? નરસીંહરામે કહ્યું રૂપીઆ મળ્યા ? તીરથવાશીઓ કહે બળ્યા રૂપીઆ ? નરસીહરામ કહે બળ્યા રપીઆ શા માટે કહો છો ? તીરથવાશીઓ કહે તેજ રૂપીઆની માયાની ધુ ચવણીમાં પડી સાક્ષાત ભગવાનનાં દર્શન ખોયાં. નરસીંહરામ કહે તમારામાંથી એકે જણે દર્શન કર્યા છે. ચોથો કહે હા મેં કર્યા. નરસીંહરામ કહે વારૂ ભગવાને કાંઇ કહ્યુ છે ? ચોથો કહે આ કાગળ આપ્યો છે ( કહી ભગવાંને આપેલો કાગળ આપ્યો. ) કાગળ વાંચી નરસીંહરામ ખુશી થયા, અને ઇશ્વર સ્તુતી કરવા માંડી.

## સ્તુતી.

( અશરણ શરણ સ્વામી ) એ રાહ

સત્ય શરણ ! તારૂ ! દીસે ! ધારૂ ! જગદાધાર
તુજ દેહ સકળ વારૂ! તુજ નામ અતિ પ્યારૂ!
દારણ હરણ જગત મોઝાર—સત્ય
ભવ ભવનો આવે નિરતાર, ભક્ત વત્સલ મુક્તિ દાતાર-સત્ય
અચળ ભકિન તારી કરનાર, તેનો તુ થાયે ફીરતાર-સત્ય.
અકળીત કામાં તારાં સાર, નમીએ તુજને વારંમવાર-સત્ય

નરસીંહરામ કહે ચાલો સંતો કુડો પડો ! કુડો પડો !
**ભજો રાધે કૃષ્ણ ગોવીંદા રાધે કૃષ્ણ ગોવીંદા ભજો રાધે રાધે રાધે.** (ભજનની ઝડીઓ ચાલવા માંડી. )

વાંચકવૃંદ આવા કૃપાળુ અને ભકત વત્સલ ભગવંતની ભકત વત્સલતા વાંચી અને વીચાર કરો ? ભગ્તને માટે ભગવાને કેવાં કેવાં રૂપ ધારણ કરી ભકતની લાજ રાખવી પડે છે તે જુવો. અને નરસીહરામને તેમની ભકતીથી વશ થઇ આ પ્રમાણે તેમનાં કાંમ કર્યાં તો તમે ભકિત કરશો તો તમારાં કામ કેમ નહી કરે ? કરશેજ. માટે દ્રઢ વિસ્વાસ રાખી પ્રભુની ભકિતમાં ચિત પરોવી ભગવાનને પોતાના કરી લેવા શકિતવાન થાઓ એવી મારી સર્વે પ્રત્યે પ્રાર્થના છે. અસ્તુ,

# પ્રકરણ ૧૧ મું.



વા ચકવૃંદ, નરસીંહ મેહેતાનું ચાલતું હતું તેમ ચાલવા માંડયું, પણ કુંવરબાઇને તો આપણે ભુલીજ ગયા છીએ, તેને ભુલવી નહી જોઇએ. માટે હવે તમારી દ્રષ્ટી કુંવરબાઇ તરફ ફેરવો. કુંવરબાઇ ગરીબ બાપની પુત્રી હોવાથી તેને સાસરામાં કોઇ ગણતું નહોતું, અને સઉ વૈષ્ણવની દીકરી કહી મશ્કરી કરતું હતું.

દસા વીશી સૌને આવે છે. દસકો દુઃખનો અને દસકો સુખનો બધા દહાડા દુખના જતા નથી, તેમ બધા દહાડા સુખના જતા નથી. રાજા અને રંક સર્વેને દસા વીશી સરખીજ આવે છે. રાજાને રાજાના પ્રમાણે, અને રંકને રંક પ્રમાણે. તે પ્રમાણે કુંવરબાઇને દુઃખનો દસકો જઇ સુખનો દસકો બેસવાનો તેથી તેને શ્રીમંત આવ્યું. શ્રીમંત આવ્યું તેથી કુંવરબાઇનો ઉમંગ વધવો જોઇએ પણ તેમ નહી, બનતાં ચીંતામાં વધારો થયો. અને વીચાર કર્યો, હવે શી વલે થશે. ગરીબ પીતાથી મામેરૂ પુરાશે નહી તો જનમનું મેહેણાં ખાવાનું સાલ થશે. એવાં વીચારમાંને વિચારમાં તેને કાંઇ ગમતું નહોતું; છતાં પીતા ઇશ્વરનો ભકત છે, તેથી ઇશ્વર સહાયકુળ થાય, અને મામેરૂ પુરે એવી આશાથી તે સાસુ પાસે ગઈ અને કહ્યું; સાસુજી આપણા ગોરને જુનાગઢ મોકલે, તો મારા પીતાને કંકોતરી આપી આવે.

સાસુએ રીસ કરીને કહ્યું, શું તારા બાપને અહીંઆ

લાવી મારા ઘરની ફજેતી કરાવવી છે! વેરાગી જેવો આ-વી મારૂ આંગણુ લજાવી મારે. ને તું ધારતી હઈશ કે તે મામેરૂ કરશે, પણ બધાં થોથાં. એ ભીખારી શું કર-વાનો હતો. સાધુ વેરાગીમાં પડયો રહેછે, ને દુનિયાદારીનું તો ભાનજ નથી, ને જ્યાં ત્યાં કરી પેટ ભરે છે, તે શું મામેરૂ લાવવાનો છે, માટે એ વિચાર છોડી દે.

**ગાયન.**

**કુંવરબાઈ-(ગર્વથી ગાજે શું ગુલાબ) એ રાહ.**

સાસુજી ન બોબો વધુ બોલ, બોલો બોલ વીચારી
મામેરૂ મંગળકારી, લાવે મુજ પીતા ભારી;

**સાસુ-**

તાળ, શંખ, તુળશી સારી, છાબે મુકે તે વારી,

**કુંવર-**

નહી નહી એવું બોલતાં કરો વીચાર ધારી-સાસુ

**સાસુ-** **સાખી.**

આશા ધાગે ઉરમાં, નક્કી ખાશો ધાપ,

**કુંવર**-ગરીબ તવ ગર નવ ગણું, ગમે તેવો પણ બાપ;
પહેરી ચતુરભુજ ચુડી, લક્ષ્મી છે જેની લુંડી.
મોરલીધર સાચી મુંડી............

**સાસુ**-...........જાવાદે જાવા ભુંડી

**કુંવર**-પ્રેમ કરી આવી પુરશે મન ઈચ્છા મારી-સાસુ,

---

**મરાઠી સાખી.**

**સાસુ**-તાત તારાનું ઉંચુ રાખે, પણ તે નહી રેહેવાનું
નવ આવ્યામાં નવ ગુણ છે, પછી નહી રહે કેહેવાનું
માટે તેડો નહી, એ વેરાગીને તમો અહીં;

કુંવરબાઇ— **મરાઠી સાખી.**

જોગી કે વેરાગી સમજો; અણ અવસર નહિ ચુકે
ભક્તજનની ભીડ ભાગવા, ભગવત આગળ ઢુકે;
માટે તેડો સહી, તે વીણ મુજને ચેન નહીં.

---

કુંવરવહુના અતી આગ્રહથી તેની સાસુએ પોતાના પતી શ્રીરંગધરને કહ્યું, કુંવર વહુ તેના બાપને કંકોતરી લખી તેડાવાની હઠ લઇને બેઠી છે, માટે નરસિંહમેહેતાને કંકોતરી લખી ખોખલા રંડયાને જુનાગઢ કંકોતરી આપવા મોકલો; શ્રીરંગધરમેહેતાએ પોતાની સ્ત્રીની વાત સાંભળી તરત નરસીંહમેહેતા ઉપર કંકોતરી લખવા માંડી.

**ગાયન.**

( જાહેર આશ છે જોગી તમારી ) એ રાહ,
પાવન કરોને મેહેતા પધારી.
જગતમાં ભક્ત છો અમૃત સમ આપ;
ભગવતપર દ્રઢ નીષ્ટા ધારી. પાવન.
સાધુ માંહી સાધ્યમન, તત્વ માંહી તોડયું તન;
પવિત્ર તુમ દર્શન, જનેતા તમારી ધન્ય,
રટે નીરંતર બાળા તમારી. પાવન.
તુઠયા છે જુગદાધાર, વાંચી હરખો અપાર,
દીધું છે શ્રીમંત સાર, તુમ સુતાને આવાર;
પુરો મામેરૂ મંગળકારી. પાવન.
કંકોતરી વાંચીને આવો, સગાં સ્નેહીને સાથે લાવો;
પ્રભુથી તનારે હાવો, મળશે ન ફરી આવો;
અવસર તમને જુવો વિચારી. પાવન.

ઉપર પ્રમાણે કંકોતરી લખી ખોખલા પંડયાને આપી ને જુનાગઢ મોકલવા તૈયાર કર્યો. આ વાતની કુંવરબાઇને જાણ થતાં તેણે પણ પોતાના બાપને એક પત્ર લખ્યો.

## સાખી.

ત્રેવડ કરીને મામેરાની, આગળ ડગલું ભરજો;
તેમ બને નહિ દુમથકીતો, સ્નાન પુત્રીનું કરજો;
મેહેણાં ખવાય નહી, પ્રાણ તજુ એક પલક મહી;
ભવનું મેહેણું ભાગો લાવો સારૂ મામેરૂ સાથે;
સ્વસુર પક્ષ સઘળો સતોશો, ત્રીકમ છે તુમ હાથે;
વેગે આવો અહી, વિલંબ જરીએ કરતા નહિ.

---

ઉપર પ્રમાણે પત્ર લખી કુંવરબાઇએ ખોખલાપંડયાને આપ્યો, બંન્ને પત્રો લઇ ખોખલો પંડયો જુનાગઢમાં નરસિંહરામને ઘેર આવ્યો, ને બંન્ને પત્ર નરસિંહરામને આપ્યા. નરસિંહરામે પત્ર વાંચી તરત સંતોને કહ્યું, સંતો ? સંતો કહે આજ્ઞા મહારાજ ! નરસિંહરામ કહે આપણી કુંવરબાઇને શ્રીમંત આવ્યું છે, તેની આ કંકોતરી આવી છે. માટે આપણે કુંવરબાઇને મામેરૂ કરવા જવું પડશે. અને તાકીદે તેડાવે છે, માટે તમે ગામમાંથી એકાદી વેહેલ એલ માગી લાવો. સંતો કહે સારૂ બાપજી, કહી વેહેલ માગવા ગામમાં ગયા. નરસિંહરામે ખોખલા પંડ્યાને જમાડીને વીદાય કર્યો.

સંતો ગામમાં જે જે હરીજનો મંદીરમાં કીરતન સાંભળવા આવતા હતા તેમને ઘેર ગયા, અને કુંવરબાઇના શ્રીમંતની વાતથી વાકેફ કર્યા, અને વેહેલ માટે માગણી કરી, કોઇએ જુની ધુંસરી, તો કોઇએ તળાવાં, કોઇએ

ગે જાણીઓ. તો કોઇએ પૈડાં, એમ પરચુરણ સામાન એકઠો કરી માહા મેહેનતે સાલસચો ગોઠની દોરથી બાંધી વેહેલ તઇયાર કરી.

વેહેલ તો ગમે તેમ તઇઆર કરી પણ બળદ જોઇએ, તે સારૂ સાધુઓને ફરીથી દોડાવ્યા; સાધુઓ ગામમાં જઇ એક વૈષ્ણવ જનને ઘેરથી ઘરડો બળદ અને બીજાને ત્યાંથી એક આખલું, એ પ્રમાણે માગી લાવી વ્હેલ જોડી તેયાર કરી; તેમાં ઢોલ, ઘુઘરા, ઝાંઝો, પખાજ, ગોપીચંદનના ગાંસડા; તુળશીની માળાના કોથળા અને એક દાભડામાં કૃષ્ણ દામોદરની મુરતી, અટલો સાધન ભરી વેહેલ હાંકી.

સટાક ચોરા આગળ વેહેલ આવી એટલે નાગરો સર્વે હસ્યા અને સારંગધરે કહ્યું કયા જાય છે લ્યા નરસઇઆ ? કયાં ચાલ્યો લ્યા ટીલવા ?

**નરસીંહ મેહેતા**—કુંવરબાઇનું મામેરૂ પુરવા.

**સારંગધર**—અલ્યા ટીલવા તું શું મામેરૂ પુરવાનો હતો? તારા ઢંગ તો જો ઢંગ ! ઘરમાં એક દહાડાનું ખાવાનું તો છે નહી. ખાવાનું નાગરી ન્યાતનું મામેરૂ પુરવું તે કાંઇ રેમતની વાત નથી સ સમજ્યો નથી એમાં નાચવાનું કે કુદવાનું.

**નરસીંહ**...સારંગધર ! મારાથી શું પુરાવાનું છે ? દયાળુ દેવ પુરશે કૃપળુ નાથ પુરશે.

**સારંગધર**– મારો ઢાગ ધતુરા જોને કરે છે ઢોંગ ધતુરા! અલ્યા ટીરવા ? આ વ્હેલ કયાંથી લાવ્યો છું વ્હેલ ? આ આખલું કોનું છે ? ( આખલાને હાથ અડાડવા જાય છે ત્યાં આખલો પાછુ મારે છે તે સારંગધરને વાગે તેથી બાપલીયા પોકારતો બેશી જાય છે. )

**નરસીંહ**—ક્યા વાગ્યુ ભાઇ ? સંતો તેની સારવાર કરો?
**સંતો**—ધન્ય છે ભકતરાજા! જે તમોને આટલા લેંકારા હુંકારા કરે છે તેને તેની કરણીનો ફળ મળ્યાં છતાં તમો તમારીયદયાળુ વૃતિ ચુકતા નથી.
**નરસીંહ**—તેનાં કર્યાં તે ભોગવશે આપણે શા માટે આ. પણી વૃતી બેકવી જોઇએ ?
**સંતો**—ચાલો મહેતાજી વાર ઘણી થઇ.
**નરસીહ**—ચાલો બોલો રાધા કૃષ્ણની જય

નરસીંહરામે રાધા કૃષ્ણની જય બોલાવી વેહેલ ચ. લાવી, તે થોડે દહાડે વેહેવાઇના ગામની ભાગોળે આવી પ. હોંચ્યા મેહેતાજી આવ્યા જાણી શ્રીરંગધર મેહેતા તેમના તેમના સગાંવહાંલાને લઇ સામા મળવા આવ્યા અને ન. રસીંહરામને ભેટયા નરસીંહ મહેતા આવ્યા જાણી ગામનાં નાંનાં મોટાં સર્વ નરસીહરામને જોવા ટોળે મળ્યાં અને જે આવે તે મેહેતાને જે શ્રી કૃષ્ણ કહે જે આવે તેને મ. હેતા જે શ્રી કૃષ્ણ કહે. એમ એમને કહેનાર અનેક ને તેમને ઉતર આપનાર મહેતા એક તેથી શ્રીરંગધર મહેતા- એ સર્વેને વાર્યા અને પોતાની સ્ત્રીનેમેહેતાને માટે ઉતારા ની સોઇ કરવા મોકલી.

શ્રીરંગધર મહેતાની સ્ત્રીએ ખંડીએરમાં ઉતારો આપ્યો તે ખંડીએરમાં ભીંતો પડુ પડુ થઈ રહી છે ભીતોમાં લુ ણો લાગેલો છે ડેંયતળીઅ ખાડા ટેકર છે, તેમાં ઉંદર સાપ, વીંછી, કાનખજુરા વીગેરે ઝેરી જાનવારોના વાસ થાય છે. જુવા માંકણુ અને મચ્છરનો તો તાગજ નથી ઓરડીમાં પેસતાની સાથે સંતોને જુવા અને મચ્છરે વ. ળગી પડયા તેથી ખણી ખણીને શરીરે મોટાં મોટાં ઢીમ.

ણાં સુઝી આવ્યાં તેથી તેઆ મહેતાને કહે મમેહેતાજી આપણે તો બહાર બેશીશું, આપણાથી આ ખંડોએરમાં રહેવાય તેમ નથી, ને અહીં ઠરીને ઠામ બેસાયા તેમ નથી. મેહેતા કહે ઉતારો ઘણો સારો છે. અહીઆ આ-ઠે પહોર હરીકીરતન રશે. બીજે હોતતો એ ઇહોંર ઉંઘત એટલો વખત વૃથા જાત; ધન્ય છે વેહેવાણને કે આવો ઉતમ ઉતારો આપ્યો. સંતો કહે ધન્ય છે બાપજી તમારી દ્રઢ ભક્તિને, અને દ્રઢ નીષ્ટાને.

ગામની ગવરીઓ મેહેતાજીને જોવા સારૂ મેહેતાજીને ઉતારે આવી, અને માંહોમાંહી વાતો કરવા લાગી કે મામેરાના કશા ઢંગ દેખાતા નથી. ત્યાં એક કહે નથી કેમ ? અકેકી તુળશીની માળા આપશે. માળા. તે પેહેરી પત્રાન થજો. બીજી કહે એનો વેશ તો જુવો ! નાકની દાંડાથી તે હેઠ તાળવા સુધી ટીલુ તાણ્યું છે. જો કોઇ ભેશની નજરે ચઢે, અને ખીલે બાંધેલી ના હોય તો જરૂર ભડકી ને ભાગી જાય, તેમાં શક નહી. એના હાથ ઉપર છાપાં તો જુવો ! હરાયા ઢોરને તો એકદો ડાંમ હોય, પણ આને તો દશવીશ ડામ દીધેલા છે, તો આને કેવો ગણવો કારણ, હરાયા આખલાથી વધી ગયો ! ખાલી ફજેતી મેળવી જશે, ને બીચારી કુંવરવહુના ભોગ થશે. અને તો જનમારો મેહેણું રહયું જનારો !

બીજી કહે એનું વીમાન તો જુવો વીમાન ! કડકા કેટલા ભેગા કરી ઉભુ કર્યું છે ? આતે આકાશે હુડીને આવ્યું હશે કે, પાતાળે પેશીને આવ્યું હશે ? કુંવરવહુનાં ધન ભાગ્ય કે આવો હરી ભગત બાપ. એ પ્રમાણે ઘણી તરેહની ચેષ્ટા કરતી, સૌ ઘેર જવા તૈયાર થઇ.

સાધુ કહે ભગતજી બેહ્કુ કુચ ખાનેકે વાસ્તે પુળા

બુજાતો મંગઓ ? મેહેતા કહે એતો એમની મજે લાવશે, આપણે આપણું ચલાવોને. રાધેકૃષ્ણ રાધે; રાધે, રાધે રાધે.

નાગરણો કહે અલીઓ ઉભી રહો ઢોલ ખખડ્યું, હવે ભજનીયાં થશે. ભકતાઇ શરૂ થઇ ભકતાઇ ! એક કહે બેહેનો ધરડાની કહેવત તો ખરી કે ભગતને બીલકુલ રીસ કે રોષ હોયજ નહી, તેમજ આ મેહેતાની આપણે સઘળાં મળી ઓછી ચેષ્ટા કરીએ છીએ ! પણ છે તેમને કશુંય ! જાણે કે સાંભળતાજ નથી.

એક કહે મેહેતા બંધુય જાણે છે ને સાંભળે છે, પણ બોલવા જેવું હોય તો બોલેને કહેવત છે ને કે (ભાભા હોય તેવા ગવાશ ) એટલે શું કરે. નહીતર કાંઇ બાકી નામુ કે સમજ્યાં ? એ પ્રમાણે વાતો ચીતો કરી રહી છે, પણ મેહેતાજી તો ભજનની ધુનમાં બેઠા છે તેતો કશુંય જાણતાજ નથી. ને પ્રભુ નામ ઉચ્ચાર કરી રહ્યા છે.

કુંવરબાઇને પોતાના પીતા આવ્યાની ખબર પડતાં, તે પીતા પાસે જવા ઉતાવળી તૈયાર થઇ, ત્યાં તેની નણંદે કહ્યું. કુંવરભાભી, તમારો બાપ આવ્યો છે, તે નાશી જવાનો નથી ઉતાવળ શા માટે કરો છો ? કુંવરબાઇએ કહ્યું, પીતાને મળવાની ઉલટ કોને ન થાય ? નણંદ કહે પીતાને મળવાની ઉલટ સઉને થાય પણ તે બાપ જુદા આતા વેરાગી નહી.

**નણંદી— મરાઠી સાખી.**

ધીરેથી પરવારો ભાભી, ઉતાવળાં નહો થાશો
ઢંગ જોઇ એ વેરાગીના, પુરણ મન પરતાશો;
જાવું રહેવા દીયો, આવ્યો તેવો જાવા દીયો.

મરો પીતા એવો હોય ત્યાંથી, નાહક લાજી મરીએ;
તેના કરતાં ન હોય સારૂ, સુખે ન બાપાં ફરીએ;
નહીં ઢંગ કંઇ, દીસે મામેરાના તહી.

**કુંવર**—સારો નરતો પીતાએ મારો, હવે નહી બદલાએ;
સારો શોધી નરતો બદલવો, તમ થકી તે થાયે,
ડાહાપણુ તુમ જાણ્યું, પોત તમારૂં પરમાણ્યું;

---

નણદીને ઉપર પ્રમાણે બોલ કહી, કુંવરબાઇ પોતાના પીતા પાસે આવી, પીતાને પ્રમાણુ કર્યા. મેહેતાએ કુંવરને છાતી સરસી ચાંપી. મામેરાના ઢંગ નહી જોવાથી કુંવરે કહ્યું પીતાજી, મામેરામાં શું લાવ્યા છો ? આવા ઢંગ જો ઇ ગભરાઉં છું, કે લજા શી રીતે રેહેશે ? અને આવી ક ઠણ સાસરીમાં દહાડા શી રીતે જશે ?

નરસીંહ મેહેતા કહે બેટા કુંવર નાહક જીવને ઉદ્વેગ શા માટે કરે છે ? શામળીઓલાલ મામેરૂ પુરશે, દીનોનાથ મોસાળુ કરશે. કુંવરબાઈ કહે પીતાજી દીનોનાથ તે શું કરશે ? મામેરૂ કરવા આવ્યા નથી, પણ ગામના લોક હસાવા આવ્યા છો દુર્બળ તાતની દીકરીને સ્વપ્ના માંએ સુખ કયાંથી હોય ? મોમેરામાં શંખ, તાળ અને તુળશીની માળા, શીવાય કાંઇ નજરે પડતું નથી. મા મરતાં મહીઅર પડી ભાગ્યું, જો તે જીવતી હોત તો કાંક કોડ પુરત; પણ હવે જીવીને જનમારો મેહેણાં ખાવા કર તાં આ દેહનો અંત આણવો શો ખોટો ? એ શીવાય બી જો રસ્તો સુઝતો નથી.

**મેહેતા**— **મરાઠી સાખી.**

ધીરી ધીરી દીકરી મારી, ઉંધા વીચાર ન લાવો
શું શું જોઇએ પુછી સાસુને; હાલ લખાવી આવો;

પ્રભુ પુરે સહી, મામેરૂ તે તારૂં અહી,
દર્શન કરીને જોઓ દીકરી, તોડ નથી આપણુને;
વીવ્હા વખતે વચનજ આપ્યું, તોડ છે તેનો તેને;
જાઓ સુખેથી, નામ વિસરશો ન મુખેથી.

---

કુંવરબાઇને શામળશાના લગ્ન વખતે ભગવાને આપે લું વચન યાદ આવતાં હીમત લાવી સાસુ પાસે ગઇ અને કહ્યું; સાસુજી ! મારા પીતાએ કહેવરાવ્યું છે કે મામેરા- માં જે જે સામગ્રી જોઇએ તે લખાવો. સાસુએ કહ્યુ એ જોગટો શું મામેરૂ કરવાનો છે ? ખાલી કાગળ શા ચીત- રવા કાગળ ! કુંવરબાઇને ખોટું લાગ્યું અને આંખમાંથી ચોધાર આંસુ પડવા માંડ્યાં.

સાશુ કહે શું જોઇને રડવું આવે છે ? જાણ્યો તા- રા બાપને ! આખી ન્યાતમાં ફજેત મેળવ્યાં. મામેરામાં છે શંખને તાળ બે. આ પ્રમાણેનાં વાકય વડસાશુને કાને પ- ડતાં વડસાશુએ કુંવરબાઇની સાસુને ધમકાવી અને કહ્યું, ખબરદાર કુંવરવહુને કાંઈ કહયું છે તો ? બેટા કુંવર વહુ આવો હું લખાવું. એ છકેલીનું મોઢુ શા માટે ઉઘાડાવો છો ? લાવો ખડીઓ કલમ અને કાગળ, અને હું લખાવું તે લખો કુંવરબાઈ ખડીઓ કલમ લઈ લખવા બેઠી. ત્યાં વડ સાશુએ લખવા માંડ્યું.

કંકુ શેર સવાપાંચ, સોપારી થેલા પાંચ, શ્રીફળ હજાર સાત, બ્રાહ્મણોને દાનમાં આપવાનાં પંચવસ્ત્ર જોઇએ તેટલાં ચાર ચોકડી તાસનાં થાંન, પચાસ, સો વાઘા, આઠસેઘાટ રેશમી સાડી સાતસો, મશરૂ તાકા પાંચશો, ગજીયાણી તા- કા એક હજાર, હીર, ચીર, ધોતીઆં, જરકશીની સાડી, છીંટ. મુગટા, પીછોડી, છાયલ, પટોળાં તે સર્વે પુરાં પડે

એટલાં જોઇએ, શરણીયાં સોળ હજાર, જમાઇને [સોનાના સાકળાં, તમને સોળ શણગાર, અને પાંચહજાર સોના મોહોરો રોકડી. ગરીબ છે તેથી વધારે લોભ નહી કરતાં સભા શોભતું લખાવ્યું છે. અને તેથી વધારે કરે તો તે· મનો પાડોશીનાં આવાં વેણ સાંભળી કુંવરબાઇની નણંદ એકદમ ધુરકી ઉઠી.

**નણંદ—** **મરાઠી શાખી.**

ભુંડા થઈ મતી બગડી તમારી, વીચારે ઉરમાં લાવો;
એ વેરાગીથી નહી બનશે, લખ્યો કરીઆવર આવો;
ખાવા નહી દાણા, લખાવો મોટા બે પાહાણા;

---

કુંવરબાઇની નણંદ કહે મોટાં મા, બે મોટા પાહાણા લખાવો, જે મેહેતાજીથી આપી શકાય. તે વગર આ બધું લખાવ્યું તે થોથાં સમજજો થોથાં. તે શીવાય, ગોપીચંદન ગેરૂ, તાળ, પખાજ, ઘુઘરા વિગેરે લખાવો કે જે હાજર તો ખરાં ! કુંવર ભાભી લખો મોટા બે પાહાણા. કુંવરબાઇએ નણંદના બોલનું માન રાખી તે પણ લખ્યા.

કાગળ લઈ કુંવરબાઇ મેહેતા પાસે ગઇ, અને કહ્યું પીતાજી હવે શું થશે ?

**કુવર—** મરાઠી સાખી.

ડોશીએ તો ડાટજ વાળ્યો, પડ્યાં વરસ પાણીમાં,
મીઠીને વળી મનની મેલી, ગણાય ભકતાણીમાં;
બોલી મીઠું આજ, લેવા ધારી તમારી લાજ.

**મેહેતા—** **રાગ ઉપરનો.**

શાંન્ત થા શાંન્ત થા, દીકરી મારી, ભરૂસે સરશે અર્થ;
એથી શે નહી ઝાઝુ લખાવ્યું, શામળીઓ દેવા સમર્થ;
નહી ટાળે ટાણું, બેહેન તું વાહાવા દે વાણું.

કુંવરબાઇ કહે પીતાજી, શાંન્તિ ક્યાંથી થાય ? ધીરજ કેવી રીતે રહે ? મામેરૂ પુરવાનું ચીન્હ તો એકે પ્રકારનું જણાતું નથી. મેહેતા કહે દીકરી એ ભગવત ઉપર ભરોસો રાખ. જે ભગવાને દ્રૌપતીનાં ચીર પુર્યાં પ્રલ્હાદના રથંભે જઇને વસ્યા, મીરાંબાઇને રાણાએ ઝેરનો પ્યાલો મોકલેલો તે અમૃત કર્યું, બળતા નીભામાંથી મંઝારીનાં બચ્ચાંને ઉગાર્યાં, એવી રીતે ઘણા ભક્તોનાં કામ કર્યાં; તેજ ભગવાન મારો શાંમળીઓલાલ તારૂ મામેરૂ પુરશે. આપણે જેનો ભરૂસો છે, આધાર છે, તે શેઠ અગણીત દ્રવ્યનું દાન આપી ભક્તોનાં કાર્ય કરે છે. રાયના રંકને રંકનાં રાય પણ તેજ શેઠ કરે છે. અને તે નાથની જેના ઉપર કૃપા દ્રષ્ટી થાય તેને કોઇ વાતની કમીના રહેની નથી. માટે દીકરી ધીરજ ધરો ને તે કૃપા સીંધુનું રટણ કરો. કુંવરબાઇ કહે ઠીક પીતાજી, જેમ હરીએ ધાર્યું હશે તેમ થશે.

મેહેતાજીને મળી કુંવરબાઇ ઘેર ગઇ, અને બીજે દિવશે સવારમાં પીતા પાસે પાછી આવી. શ્રીરંગધરને ઘેરથી મેહેતાને બોલાવા આવ્યું, તેથી તેઓ કુંવરબાઇસહ વેહેવાઇને ઘેર ગયા, અને ત્યાં ભજનની ઝડી ચલાવી. અને ભગવાનનાં કીર્તન ગાવાં શરૂ કર્યાં.

કુંવરબાઇની સાસુ કહે મારા ક્યાં ભોગ લાગ્યા કે મેં આ ભગતડાને ત્યાં, આવા જાત લજામણાને ત્યાં છોકરો પરણાવ્યો. આણે તો લજની માર્યાં, હવે તો આંગણેથી ટળે તો સારૂ. આના કરતાં જો હું વાંઝણી રહી હોત તો મારે આંગણે આવો વેવાઈ તો ના આવત ? તેમ મનમાં ને મનમાં બળીને ખાખ થવા લાગી.

થોડી વારે ભજન બંધ થયું. કુંવરબાઇની સાસુએ મેહેતાનો ભજનને ઢોંગ દરાવવા ઉકળતુ આધણુ જેવું પા-

ણી મુક્યું, અને મેહેતાજીને નહાવા બેસવા કહ્યું. મેહેતાજી નહાવા બેઠા, અને ઉકળતું પાણી જોઈ તેમાં ટાઢા પાણીનું સમોવણુ માગ્યું. કુંવરબાઇની સાસુ કહે ભગતજી, માગ્યા મેહ વરસે છે ને અમારી પાસે પાણી શું માગતા હશો ? વેહેવાણનાં આવાં વચન સાંભળી મેહેતાજીએ ભગવાનની સ્તુતી કરવા માંડી.

**મેહેતા—** **સ્તુતિ.**

( સુજ ના પડે પીયુ પ્યારા ) એ રાહ.

કરૂ વિનંતી હો પ્રભુ પ્યારા, વરસાવો મુશળધારા;
કરે ઠઠ્ઠા નાગર તારા, કેમ સુણાય કરણે મારા;
કરૂ વિનંતી તુજને પ્રભુ હું, સુણી બેસી રહ્યો છું કેમ તું;
સત્ય ભક્તવત્સલ કાહાનું છું—હાં હાં;
જો મુશળધાર નહી વરસે, સૌ નાગર ઠેકડી કરશે;
તારે લાજી મરવું પડશે.—કરૂ.

---

હરીશંકર કહે મણિશંકર ? કુંવરબાઇનો બાપ વરસાદ વરસાવે છે વરસાદ ! મણીશંકર કહે શીરંગધર મહેતાએ જ્યારથી આવો જાત લજામણો વેહેવાઈ વોહોર્યો છે ત્યારથી આપણુને તો ખાત્રી થઇ ચુકી છે. વરસાદમાં શું વરસાવશે ઇંટા કે રોડાં ? હરીશંકર કહે તે તો જે વરસાવે તે નજરે જુવો એટલે વધારે ખાત્રી થશે. આ પ્રમાણે માંહોમાંહી પાંચસાત જણા વાતોના ગપાટા મારતા ભગતની નીંદા કરવામાં ગુંથાયા.

નરસિંહરામે સ્તુતી કરી ભગવાને આપેલી તાળ બજાવી મલ્હાર ગાવો શરૂ કર્યો. મલ્હાર રાગ ગાવા માંડયો કે તરત આકાશ વાદળથી ઘેરાઇ ગયું, અને વીજળીઓના કડાકા થવા લાગ્યા, પવન પણ અતીશય ચઢયો ને ધુળના

ગોટે ગોટ આકાશે ઉડવા માંડયા. અને તેથી આકાશના સામુ તો જોવાતુંજ નથી. ઉંચુ જોતાં આંખો પુંરાઇ જાય એમ થઇ રહ્યું. એ પ્રમાણે પવનનું તોફાન થઇ વર્ષાદ ચઢયો ને પુરણ જોશમાં વરસવા લાગ્યો. તે એવો તો જોશથી વરસ્યો, કે આખા નગ્રમાં પાણી પાણી કરી દીધું, અને ઘણાના ઘરોમાં પાણી પેશી ગયું, અને તેથી નગ્રજનોના હાંઝા છુટી ગયા. કુંવરબાઇની વડસાસુ આવી મેહેતાના ચરણમાં પડી વર્ષાદ રોકવા સ્તુતી કરી, અને (વેહેવાણ સામે આંગળી કરી) કહ્યું આતો અજ્ઞાન છે, અને અમો સરશેએ આપની ભક્તિનો પ્રતાપ જાણ્યો નહી. હવે તો રેહેમ કરી વર્ષાદ બંધ કરો, નહીતર આખુ નગ્ર તણાઇ જશે મેહેતાએ તાળ ખખડાવવી બંધ કરી કે વર્ષાદ અટકયો, હરીશંકર કહે કેમ મણીશંકર વરસાદ વરસ્યો ખરો ? મણીશંકર કહે શું એ ભગતડે વરસાવ્યો ? ના ! ના ! આતો માવઠુ થયું માવઠુ. એમ તે માગ્યા મેહ વરસતા હશે ? ને જો માગ્યા મેહ વરસતા હોય તો તેના આવા દેદાર હોય ? એના દેદાર તો જો દેદાર !

હરીશંકર કહે હવે મામેરૂ ભરવાનો વખત થયો છે, તે વખત બધુ જણાશે કે શું શું પુરે છે. મણીશંકર કહે મામેરામાં પુરશે શંખને તાળ તે સીવાય તેની પાસે છે શું ? કે પુરશે. હરીશંકર કહે તે બધુ તે વખત જણાશે.

મેહેતાજી નાહીને ખટકર્મથી પરવાર્યા કે તરત શ્રીરંગધરમેહેતાએ બીછાનાં બીછાવી સગાં વહાલાંને સાદ કર્યો કે મેહેતા મામેરૂ પુરે છે માટે જોવા પધારો. ગામમાં ખબર થતાં નાહાનાં મોહોટાં સર્વે શ્રીરંગધર મેહેતાને ઘેર મામેરૂ જોવા આવ્યાં. મેહેતા બીછાના ઉપર બેઠા અને ઇશ્વરસ્તુતી ભગવાને આપેલી તાળ ખખડાવી કરવા માંડી.

## સ્તુતી.

નરસીંહ— ( જપતી પ્રીતમની જપમાળ) એ રાહ.

જલદી આવોને જગનાથ તમે પરવારી વેહેલા
વાર ન કરો પ્રભુ બની મન મેલા,
લઇને છાબ આવો ઝટપટ છેલા:
વાર કરો નહી આવડી, નાગર ઉર અકળાય;
આળસ ઝટ અળગી કરો, થશે થેકડી આંહ્ય
નોહોતા મેં જાણ્યા પ્રભુ આવા મન મોલા,
દોડયા આવતા સંભાર્યા પેહેલા—જલદી૦
કુંવર તમારી કુંવરી, પુરો મામેરૂ આપ
કહેવાનો હું જગ્તમાં પણ તું સાચો બાપ;
પરવારી વચને પળો આપે આપેલા—લઇને૦

———

નરસીંહમેહેતાની સ્તુતી સાંભળી ભગવાને સર્વે રાણીઓને મામેરૂ પુરવા જવા તૈયાર કરીને ઓધવને હાથમાં ગજ આપી મુનીમ બનાવ્યો ને બીજા સાતશો જાદવોને ગુમાસ્તા બનાવ્યા, ને ભગવાન પોતે શેઠ બન્યા અને રાણીઓને નાગ્રણો બનાવી ગરૂડ ઉપર બેશી સર્વે શ્રીરંગધર મહેતાના ગામની ભાગોળે ઉતર્યા. મોસાળાની છાબ લક્ષ્મીજીને આપી નગ્રની ભાગોળેથી ગાતાં ગાતાં શ્રીરંગધર મેહેતાને ત્યાં ચાલ્યાં.

ભગવાને આગળ જઇ નરસીંહરામને શેઠ રૂપમાં દર્શન આપ્યાં. ભગવાનને જોતાંવાત નરસીંહ ઘણા હર્ષથી ભગવાનને ભેટયો અને કહ્યું, પ્રભુ પધાર્યા ? ભગવાને કહ્યું મારૂ નામ દેતો નહી, નરસીંહ કહે સારૂ હવે હું મારે જાઉ છું, તમે તમારૂ ફોડી લેજો. ભગવાન કહે બેશ તો

ખરો. નરસીંહ કહે ના હું ખોટી થાઉછું.

**નરશીંહ**—( પંથથી પરદેશી ચીત સોંપી) એ રાહ.

દ૭ સોંપી બાધુ કામ હવે હું જાઉ......છું

**ભગવાન**—

જરા રોકાઓ.

**નરશીંહ**—

તમે કરી અતીશય વાર ખોટી હું થાઉ......છું

**ભગવાન**— **સાખી.**

મામેરૂ સજવા રહયો લાગી અતીશય વાર,

પાછળ આવે છાબલઇ ખરચો વિત્ત અપાર;

**નરસીંહ**—

જાણો તમે તમારૂ કામ ગુણુ તુમ ગાઉ...છું—દ૭

**ભગવાન**— **સાખી.**

મારો કહયો મુકું નહી, ચુકું નહી લગાર,

ક્રોડોનું વિત ખર્ચવા, બેઠો છું તૈયાર

સુણી પોકાર તારો ખોટી નહી જરી થાઉ...છું—દ૭

લક્ષ્મીજી અને બીજી રાણીઓ નાગરણોના રૂપમાં છાબ લઇ ગાતી ગાતી આવતી જોઇ ગામના લોક વીસ્મય પામ્યા, અને તેમનું રૂપ જોવામાં લીનબની એકાગ્રહ ચીતથી તેમના સામુ જોઇ રહ્યાં. લક્ષ્મીજીએ આવી બીછાનામાં છાબ ઉતારી; નાગરોએ કૃષ્ણજીને કહ્યું, તમારે ને નરસિંહમેહેતાને શો સંબંધ છે, કે આ બધું કામ તમને સોંપી તે તો ભજનની ધુનમાંજ લાગી રહ્યા છે. કૃષ્ણજી કહે મેહેતા અમારા મિત્ર છે, ને અમારી સઇઆરી પેઢી ચાલે છે; મારા ઘરનો બધો કારભાર તે કરેછે, તેથી તેમનો બધો કારભાર મને સોંપ્યો છે. નાગરો કહે શેની પેઢી ચાલે છે? ભગવાન કહે ઝવેરીની; નાગરો કહે કયાં? ભ-

ગવાન કહે ઉત્તરમાં વડ્ડકુંડપુર નગ્રમાં. નાગરો કહે તમે પાછળ ક્યાંથી આવ્યા? ભગવાન કહે મને ખબર એક દિવસ મોડી પોહોચી, તેથી મેહેતા નીકળી ગયા અને એક રાતનો આંતરો પડ્યો. (મણીશંકર કહે હરીશંકર આપણે તો જાણુતા હતા કે મેહેતા ભીખારી છે, પણ તેમને ત્યાં તો ઝવેરાતની પેઢીઓ ચાલે છે! હરીશંકર કહે દુરદેશાવર ચલાવે તેથી આપણને શું ખબર; પણ ભક્તાઇ તો સાચી હો! જોને મામેરૂ કરવા આવ્યા છે, પણ તેતો જાણે જાણુતાજ નથી ને કારભાર તેમના સૈયારીને સોંપી દઇ તેતો હરીભજનમાંજ લાગી રહ્યા છે. ધન્ય છે તેમની ભક્તાઇને! ઘેર ઝવેરીની પેઢી ચાલે છે છતાં છે મોટાઇ! મણીશંકર કહે અધુરો છલકાય, પુરો કદાપી છલકાય નહી.

શ્રીરંગધર કહે હવે મામેરૂ ભરવાનું કામ શરૂ કરો. ત્યાં ભગવાને કુંવરબાઇને બોલાવી પાસે બેસાડયાં, અને જાદવોને કહ્યું ગાંસડા છોડો! જાદવોએ ગાંસડા છોડયા; ભગવાને કુંવરબાઇને પામરી આપી કહ્યું, લ્યો બેન આ પામરી તમારા સસરાને આપો; કુંવરબાઇએ પામરી સસરાને આપી; પછી સોળ શણગારનો દાભડો સાસુને માટે ભગવાને આપ્યો, તે કુંવરબાઇએ લઇ સાસુને આપ્યો; સાસુતો શણગાર જોઇ દીંગજ બની ગઇ.

ભગવાને ખુસટીઆને બે તોલા સોનું, નણંદને રાખડી બંધામણ પાંચ તોલા સોનું, ગોરને, ગોરાણીને, અમુલ્ય વસ્ત્ર આપ્યાં; કુંવરબાઇનાં જેઠ જેઠાણી, દીયર દેરાણી, વીગેરેને પણ ઘટતાં વસ્ત્ર આપી રાજી કર્યા; પછી ભગવાને નાગરી ન્યાતને સારાં અને અમુલ્ય વસ્ત્રો પેરામણીમાં આપી, આખી નાગરી ન્યાતને સંતોષી.

પેરામણી લઇ નાગરો ખુશી થયા, અને મેહેતાને ધન્યવાદ આપવા લાગ્યા. નાગરણો પણ અમુલ્ય વસ્ત્રો મળવાથી ખુશી થઇ કુંવરબાઇને ધનવાદ આપવા માંડયો; કે ધન્ય છે કુંવરબાઇને કે જેણે આવા હરીભક્ત અને તવંગર પીતાને ઘેર જન્મ ધારણ કર્યો!

ભગવાને કુંવરબાઇની વડસાસુએ લખાવેલ કાગળીઆ કરતાં અધીક મામેરૂ પુર્યું, પછી છેવટમાં બે પાહાણા વાંચ્યા ત્યાં છાબમાં મોટાં સોનાનાં બે ગચ્ચાં મુકી દીધાં, આખુ ગામ વાહવાહના ઉદ્ગારો કાઢવા લાગ્યું, અને વેહેવાંણે છાબ વધાવી લીધી.

ભગવાને નરસીંહને કહ્યું નરસીંહ? હવે કાંઇ ઇચ્છા છે? જે ઇચ્છા હોય તે માગી લે, નરસીંહે કહ્યું; માગું છું એટલું કે કોઇ નાગર નાગો ભુખ્યો ના રહે, ભગવાને કહ્યું ધન્ય છે તને અને તારી ઉદાર અને પરોપકાર વૃત્તિને, કહી નરસીંહરામને ઇચ્છીતવર આપ્યો, અને વિદાયગીરી માગી.

**ભગવાન—** **ગાયન.**

( જીવન જગમાં જોડવું કેમ શી એ રાહ )

ખુશી થાઉ જોઇ તુજ પ્રેમ
ધન્ય છે ધન્ય તારો નેમ

**નરસીંહ—**

પ્રભુ તુજ નામ ચુકુ હુ કેમ—

**ભગવાન—** **સાખી.**

કામ, ક્રોધ, મદ, મોહ, સઉ, જીતી કાઢયું નામ,
દાસ બની હું તાહયરો, કાઢુ તારૂ કામ.

**નરસીંહ—**

રટુ તુજ નામ હું ચુકુ કેમ,

**ભગવાન—**

સાચો અતી તુજ પ્રેમ અનેમ—ખુશી

**નરસીંહ—** **સાખી.**

ઉરમાં નવ લેશો કશું, ગણી ગાંડો મુજનાથ,

**ભગવાન—**

અરરર એશું બોલીઓ, મુકું નહી કદી હાથ;
જોઇ તુજને, થઉ દીલ હેમ.

**નરશીંહ—**

પ્રભુ ઇચ્છું હું એવી રેહેમ—ખુશી.

---

પેહેરામણી પતી, પ્રભુ રાણીઓ અને જાદવો સહ પધાર્યા. મામેરામાં મળેલાં સર્વે જણ વેરાઇ ગયાં, અને મેહેતાએ કુંવરબાઇને લઇ જુનાગઢ તરફ જવાની તૈયારી કરી. એટલામાં કુંવરબાઇની નણંદ એકદમ દોડી આવી, અને કહ્યું, આખી ન્યાતને પેહેરામણી આપવા મળી, પણ મારી ફુલફુલી છોકરી યાદ ન આવી. આ લ્યો તમારૂ પાછું, મારે પણ લવું નથી. કુંવરબાઇ કહે પીતા હવે કેમ થશે ? મેહેતા કહે બેન ધીરજ ધર, તેના દરબારમાં ટોટો નથી ( કુંવરબાની નંણદને ) બાઇ તમે અધીરાં ના થાઓ તમારી છોકરીને પણ અપીશ; કહી ભગવાનનું સ્મરણ ભગવાને આપેલી તાળ વગાડી કરવા માંડયું.

**ગાયન.**

( મને સહાય કરશે ) એ રાહ.

વ્હાર કરો વીઠલ આ વારીરે,
નહીતર જાશે લજ્જા તમારી;
પેહેરામણી પુરી, એક બાળા અધુરી.

તેને મુકી તમે કેમ વીસારી,—વ્હાર.
શામળશા બની તમે હુંડી શીકારી,
શ્રાધ્ધે નાગરની ન્યાત જમાડી;
એવી રીતે વ્હાર કરો, આપો કાંઇ વીચારી–વ્હાર.

---

નરસીહરામની સ્તુતી સાંભળી ભગવાને લક્ષમીજીને કહ્યું, આપણે મામેરૂ તો પુર્યું પણ કુંવરની નંણુંદની છોકરી બાકી રહી છે, માટે નરસીંહ તેને આપવા માટે વીનવે છે. લક્ષમીજીએ કહ્યું આટલું કર્યું છતાં પણ બાકી રહ્યું કે ? ભગવાન કહે હા. લક્ષમીજી કહે તો કાંઇ આપો ભગવાને અંત્રીક્ષથી એક કાપડું નાંખ્યું, તે મેહેતાજી પાસે આવીને પડયું; તે લઇ મેહેતાજીએ કુંવરબાઇની નણંદને આપ્યું, અને કુંવરબાઇનું જનમારાનું મેહેણું ભાગ્યું; અને શ્રીરંગધર પાસે મેહેતાએ વીદાયગીરી માગી.

શ્રીરંગધર અને બીજા નાગરો મેહેતાજીની ભક્તિને વખોડતા હતા તેઓ સર્વે આવી મેહેતાના ચરણમાં પડયા; અને મેહેતાજીની સ્તુતી કરી ધન્યવાદ આપવા લાગ્યા. કુંવરબાપની સાસુ, વડસાંસુ, નણંદ, જેઠાણી, દેરાણી વિગેરે ગામની સ્ત્રીઓ કુંવરબાઇને ધન્યવાદ આપવા લાગી.

મેહેતાએ વ્હેલ જોડી સાધુઓને તૈયાર કરી વેહેલ હાંકી. ગામનાં સઘળાં નાનાં મોહોટાં મેહેતાને ગામની ભાગોળ સુધી વળાવવા ગયાં. અને મેહેતાને તથા કુંવરબાઇને મળી ભેટી છુટાં પડયાં, ને જ્યાં સુધી વેહેલ નજરે પડી ત્યાં સુધી એક ટસે જોઇ રહ્યાં, અને વેહેલ દેખાતી બંધ થઇ ત્યારે સૌ સૌને ઘેર વેરાઇ ગયુ, અને મેહેતા કુંવરબાઇને તેડી જુનાગઢ આવ્યા. કુંવરબાઇને પુત્ર પ્રસવ્યો ત્યાં કુંવરબાઇનો પતી દેવલોક પામ્યો, તેથી કુંવરબાઇ

વીધવા થઇ; અને પુત્ર પણ ગત થયો. તેથી તે તેની ભાભી જુઠીબાઇ સાથે રહી, ઈશ્વિર ભજનમાં કાળ નીરગમન કરવા લાગી.

## પ્રકરણ ૧૨ મું.



રસીંહરામે સારૂ મામેરૂ પુર્યાના ખબર જુનાગઢમાં ઘણે વખતે આવ્યા. આ ખબર સાંભળી સારંગધરનો પીતા ઉછળ્યો, અને વિચાર્યું કે આતો મારો બેટો ખોટે ખોટું ભક્તાણું કરીને ખોટો ડોળ બતાવી નામના મના મેળવતો જાય છે; તેને કોઇ મુદ્દાસર રાજા પાસે લઇ જઇ તેને ખરાબ કરવો. તે શીવાય રાજા માનશે નહી; કારણ જો મુદ્દા વગર જઈશ તો વીવાહ વખતે બન્યું હતું તેવું બનશે, માટે કાંઇ યુક્તિ કરવી.

વીચારમાં ને વીચારમાં તેને જુનાગઢની ફુલફી નામની નાયકા યાદ આવી; તેણે વીચાર્યું કે તેના ધંધામાં તે એવી તો હોંશીયાર છે, કે ગમે તેવો હોય તેને એક પલકમાં પાણી પાણી કરી નાંખે છે; તેથી તેને મેહેતા પાસે મોકલવી, તે મેહેતાને ફસાવશે; લાગ જોઇ મંડળીકને લઇ જઇ તેની સીદ્ધઇનો ડોળ બતાવી, તેને યોગ શાસન અપાવીશું.

આ પ્રમાણે વીચાર કરી તે ફુલફીને ત્યાં ગયો, અને તેને લાલચ આપી મેહેતાને ફસાવાની વાત કહી. ફુલફીએ કહ્યું તેની તે શું વીસાત છે! મોટા મોટાને વશ કર્યા,

તો એ ભગતડો શું હિસાબમાં છે; હાલ જઇ મેળવી લઉં છું એમ કહી ભક્તાણીનો વેશ લઇને નરસિંહરામના મંદીરમાં ગઇ, અને ભજનમાં ભળી ગઇ.

ભજન પુરૂ થયા બાદ ફુલકીએ નરસિંહરાદ પાસે ઇચ્છીત વસ્તુની માગણી માગવા, મેહેતાજી પાસે વચન માગ્યું; મેહેતાજીએ તેને માગવાનું કહેતાં ફુલકીએ મેહેતાજી સાથે વીષય ભોગ માગ્યો. મેહેતાજી કહે અરરરર ! એ શું બોલ્યાં માતાજી !તમારી દેહનો વિચાર કરો, ખાલી મોહમાં શા માટે તણાઓ છો ? ગંદીકાયાને પવિત્ર કરવા પ્રભુજી પ્રત્યે માગણી કરો, ને તેનું રટણ કરો. ફુલકીએ કહયું ભક્તરાજ ! તે બધુ ખરૂ, પણ પ્રથમ મારી માગી વસ્તુ આપી આપી આ કામાનીથી બળતી દેહનો બચાવ કરો.

મેહેતાએ તેને કહ્યું, દેહનો ખાલી ગર્વ ના કરો; જાનવરોની દેહ કરતાં આપણી દેહ નકામી છે. જાનવરોની દેહનો ઉપયોગ થાય છે. ચામડુ કામમાં આવે છે, હાડકાં પણ કામમાં આવે છે, અને આપણી દેહ તો તદ્દન નકામી જછે; તે કાંઇ પણ ઉપયોગમાં આવતી નથી; દેહનો ગર્વ છોડી ભગવત ભજનમાં દેહનો ઉપયોગ કર, અને જન્મ મરણનો ફેરો ટાળવાના કામમાં ગુંથા, જેથી ફરીથી માતાના ગર્ભ વાસમાં દેહ ધારણ કરવો ના પડે, અને સ્વર્ગનું સુખ મળે, વિગેરે ઘણાંક બોધનાં વચનો મેહેતાએ ફુલકીને કહ્યાં.

મેહેતાનાં બોધનાં વચન સાંભળી, ફુલકીની આંખ ઉઘડી; કરેલ કર્મનો પસ્તાવો થયો, તથા સારંગધર કેજેણે મેહેતાને ફસાવા મોકલી હતી, તેને ધીટકાર આપવા લાગી તથા પોતાના ધધાને તન મનથી ધિક્કારી, સાચી ભક્તાણી બની; અને છેવટમાં મોક્ષ પદને પામી.

વહાલા વાંચકવૃંદ વેશ્યા સ્ત્રી કે જેને રૈ રૈ નર્કમાં પણ ઠામ ના મળે, તેણે પોતાના કરેલ કર્મનો પસ્તાવો કરી, કુકર્મ તજી, સાચી ભક્તીમાં જોડાઇ, છેવટે મોક્ષપદને પામી, તો તમો પણ તમારાં પાપ કર્મનો પસ્તાવો કરી, તેવાં કર્મને તન મનથી ધીક્કારી, નીતી માર્ગે ચાલી, ઇશ્વરની ભક્તિ કરશો, તો તમો પણ છેવટમાં મોક્ષ પદને પ્રાપ્ત થશો; માટે એવાં વિષયાદીક કુકર્મો જેને તમે સુખ માનતા હો, તેઓ તન મનથી વીચાર કરો, તો સમજાશે કે તે આફાની દુનીયામાં કાંઈ પણ સુખ રૂપ નથી, ને છેવટમાં રૈ રૈ નર્કમાં વાસ કરાવનાર છે; માટે જેવી રીતે ફુલકી એ તરછોડી ઇશ્વર ભજનમાં ચીત્ત લગાડ્યું. તેમ તમો પણ તેવાં પાપ કર્મ તજી, ઇશ્વર ભક્તીમાં ચીત્ત પરોવી, છેવટે સદગતીને પ્રાપ્ત થાઓ. અસ્તુ.

ફુલકી ઘણીવાર સુધી આવી નહી, ને કરેલ વાયદો વીતી ગયો, તેથી સારંગધરની ખાત્રી થઇ કે જરૂર ભગતડાને ફસાવ્યો હશે, તેમાં ભુલ નહી; તેવો વીચાર કરી નરસીંહરામના મંદીરમાં ગયો; અને ફુલકીને ભજનમાં લીન બનેલી જોઇ ફુલકીને બોલાવીને કહ્યું કેમ શું કર્યું? ફુલકીએ કહ્યુ નિર્ભાગી ! તુ હરીભગતને ફસાવા ગમે તેટલાં ફાંફાં માર પણ તારા જેવા પાપીઓ તેમની દ્રઢનીષ્ટા પાસે જખ મારે છે, સમજ્યો ? તેં આકર્મીએ મને હરીજન મેહેતાને ફસાવા મોકલી પણ સમજે છે ? કસોટીએ સોનુંજ ચઢે તારા જેવું પીતળ જખ મારે છે. હરીજનને ફસાવાનું કહેતાં તારી જીભે વાઢ કેમ ના પડયા ? અભાગીઆ તને રૈ રૈ નર્કમાં પણ ઠામ મળવો નથી ને હજી પણ કહું છું કે જો તારૂં શુભ ઇચ્છતો હોય તો

તારી હરીજનને ફસાવાની પેરવીઓ મુકી દે; તું તારી એકે પેરવીમાં ફાવનાર નથી તે નક્કી સમજજે; હરીજન મહેતાની દ્રઢ નીષ્ટા અને દ્રઢ ભક્તિ આગળ તું અને તારી પેરવીઓ જખ મારે છે, સમજ્યો ?

ફુલકીનું આ ભાશણ સાંભળી સારંગધર તો સ્તબ્ધજ બની ગયો, અને કહ્યું ફુલકી ! આ તું શું બોલે છે ? ફુલકી કહે, હું જે કહું છું તે સત્યજ છે; તું મેહેતાનું બુરૂ કરવા ધારે છે, તેથી તને રોમ રોમ કીડા પડશે, ને કોઇ કાઢનાર નહી જડે કાઢનાર, સારંગધર કહે, તને પણ ભગતડે જાદુ કર્યું હોય તેમ દેખાય છે.

ફુલકી કહે જા જા કાળમુખા કુતરા ! તું એમ સમજે છે કે તું કોઈ પણ રીતે મેહેતાની વૃત્તિ ચળાવી શકીશ ? સારંગધર કહે હા ! હા ! ફુલકી કહે જા ! જા ! તારા જેવા તેમની અચળવૃત્તિ આગળ ખાંડ ખાય છે ! ખાંડ તું હરીભગત મેહેતાને સતાવા તેગની પાછળ પડયો છું, તો તને તારી કરણીનાં ફળ મળશે. સુરજ સામે ધુળ ગમે એટલી ઉંછાળ પણ ને ઝાંખો નહીજ થાય. તે નક્કી સમજજે. અને તે ધુળ તારીજ આંખોમાં પડવાની મેહેતાને નાંખવા ગમે તેટલા ખાડા ખોદ, પણ તે ખાડામાં તુજ પડવાનો. બાવળનાં બી વાવી આંબાની આશા સ્વપ્ને પણ સમજતો નહી, માટે જા, તને તારી કરણીનાં ફળ ભગવાન આપશે, બીજું કાંઇ કહેતી નથી, કહી ભજનમાં ભળી ગઇ: તે અરસામાં નરસિંહરામના મામા અનંતરાયની સ્ત્રી નરસિંહને પાણી પાવા આવી.

સારંગધરે વિચાર કર્યો કે ફુલકીને મોકલી એ ભગતડાને ફસાવા, પણ મારા બેટાએ જાદુના જોરે ફુલકીને ફસાવી; લોકો કહે છે કે દરરોજ ભજનમાં અનંતરાયની વહુ

નરસીંહની મામી પાણી પાય છે, ને તેના શીવાય બીજા કોઇના હાથનું પાણી એ ભગતડો પીતો નથી; તેથી અનંતરાયને ચઢાવી તેની મામીને આવતી બંધ કરૂં, પછી જોઉં કે શું બને છે. આવો વિચાર કરી તે અનંતરાયને ત્યાં ગયો.

અનંતરાય બેઠા છે, ત્યાં સારંગધર આવ્યો, અને કહ્યુ અનંતરાય મહેતા, તમારી સ્ત્રી સાથે તમારો ભાણેજ નરસઇ આડો વહેવાર રાખે છે. અનંતરાય કહે તેમ કદાપી હોયજ નહી; સારંગધર કહે, તો ચાલો તમારી ખાત્રી કરી આપું પછી તો માનશોને ? અનંતરાય કહે ખાત્રી કરી આપો તો પછી કેમ મનાય ? શી ખાત્રી ? સારંગધર કહે તમારી સ્ત્રી ત્યાં પાણી પાવા આવે છે કે નહી છેની અનંતરાય કહે ચાલો, સારંગધર કહે ચાલો ત્યારે; બંને જણા નરસીંહરામના મંદીરમાં આવ્યા, અને એક બાજુ છુપાઇને તમાશો જોવા સારૂ બેઠા.

નરસીંહરામને ત્યાં ભજનની ઝડી ચાલી રહી છે, ત્યાં તેમની મામી અનંતરાયની સ્ત્રીએ આવી મેહેતાને પાણી પાય. અને તે ઘેર ચાલી ગઈ. આ બનાવ જોઈ અનંતરાયની ખાત્રી થઇ કે નકી કાંઇ હોવું જોઇએ; માટે તેની ઘેર જઇને વાત; આવો વીચાર કરી સારંગધરને સાથે લઈ ઘેર ગયા.

અનંતરાયે પોતાની સ્ત્રીને કહ્યું કે તું નરસીંહને પાણી પાવા કેમ જાય છે ? તેમની સ્ત્રી કહે હું પાણી પાવા જાઉછું તેમાં તમારૂ શું લઉ છું ? અનંતરાય કહે બસ તારે તેને પાણી પાવા નહી જવું. તેમની સ્ત્રી કહે બસ, જવાની. આથી અનંતરાયનો ગુસ્સો વધ્યો, અને તેમણે તેણીને એક ઓરડામાં પુરી બહારથી તાળું દીધું.

ભગવાનને ચીંતા રઇ કે આતો ખુરૂ થયું. કારણ કે

તે તેની મામી શીવાય બીજાના હાથનું પાણી ભજનમાં પીતો નથી, ને તે મારૂ નામ દેતો હોય તે વખતે તરશે મરાશે નહી. એવો વીચાર કરી બીજે દીવશે ભગવાન અનંતરાયની સ્ત્રીનો વેશ લઇ પાણી પાવા જવા વિચાર કર્યો.

બીજે દીવસે અનંતરાય મેહેતાએ પોતાની સ્ત્રીને ઓરડામાં પુરી બહારથી તાળુ દઇ સારંગધર સાથે નરસીંહ મેહેતાને આજે કોણ પાણી પાય છે, તે તમાશો જોવા નરસીંહરામના મંદીરમાં આવ્યા, અને છુપાઇને એક જગો ઉપર બેઠા. ભજનની ઝડી ચાલે છે તેવામાં ભગવાન તેની મામીના રૂપે પાણી લઇને આવ્યા, અને નરસીંહરામને પાયું.

આ બનાવ જોઈ સારંગધરે અનંતરાય મેહેતાને ઉશ્કેર્યા, અને માંડળીક રાજા પાસે ફરીઆદ કરવા મોકલવાનું નકી કરી, માંડળીક રાજા પાસે જવાનું કહી મોકલ્યા; અને પોતે સંન્યાસીઓને માંડળીક પાસે લઇ જઇ ધર્મનો વાદ વિવાદ કરાવી નરસીહને ખોટા ઠરાવાના હેતુથી, તે સંન્યાશીઓ પાસે જવા નિકળ્યો.

સારંગધરની કૃતઘ્નતા ઓધવજીથી જોઈ શકાણી નહી, તેથી તેને શીક્ષા વાળવાના હેતુથી નાગનું રૂપ લઇ રસ્તામાં પડયા. સારંગધર સંન્યાસીઓને ઉસ્કેરી રાજા પાસે લઇ જવાના વીચારમાં ને વીચારમાં ચાલ્યો જાય છે. તેને એકદમ પગે ડંશ માર્યો.

સારંપધરને હળાહળ ઝેર વ્યાપ્યું, અને શબવત થઇ ગયો. તેના શબને નાગરોએ બધા ગામમાં ફેરવ્યું, અને મોટા મોટા ઉંતારનારાઓ પાસે લઈ ગયા, પણ કાંઇ વળ્યું નહી. શાનું વળે, ઓધવજીને તેને શીક્ષા વાળવી છે,

એટલે નરસીંહ શીવાય બીજાને હાવે શેના ઉતરે ? છેવટે
તેના શબ સાથે તેનાં સગાં વહાલાં આક્રંદ કરતાં નરસીં-
હરામના મંદીર પાસે થઇને નીકળ્યાં, ત્યાં એક નાગરે વી
ચાર કર્યો કે મેહેતા જાદુગર છે, વાસ્તે વખતે ઉતારે તો
પુછી જોઉં; એવો વીચાર કરી મેહેતા કે જે ભજનનીધુન
માં લાગી રહયા હતા, તેમની પાસે ગયો, અને કહ્યું ભ-
ગતજી ! તમને સાપ ઉતારતાં આવડે ? મહેતાએ કહ્યું કો
ને કરડયો છે ? નાગરે કહ્યું સારંગધરને નાગરે બ્હીતાં
બ્હીતાં સારંગધરનું નામ દીધું, કારણ તેણે વીચાર્યું કે વ-
ખતે સારંગધરનું નામ સાંભળી જાણતો હશે તો એ ના
કહેશે. પણ મેહેતા હરીજન હતા, તેમને તો રીશ કે દ્વે
શ કશુંય નહોતું; તેમણે કહ્યું કે લાવો મારી બનતી મે-
હેનત કરી ઉતારીશ.

ઉતારીશ એ શબ્દ સાંભળી નાગર દોડયો, તે તેના
શબ સમેત સાથેના નાગરોને લઈ મંદીરમાં આવ્યો, અને
સારંગધરના શબને સુવાડયું. સારંગધરના શબની પાસે
આવી ભગવાનનું નામ દઇ, એક અંજળી પાણીની ભરી,
સારગધરના મ્હો ઉપર છાંટી, પાણી છાંટતાની વાર નાગ
રૂપે ઓધવજી ડસ્યા હતા તે ઉતરી ગયા. અને સારંગધર
આળસ મરડી બેઠો થયો, મેહેતાએ તેને નાગ કરડેલો હ-
તો તે ઉતાર્યો સાંભળી સારંગધર વધારે ઇર્ષાવાન થયો.
કારણ કે તેને મેહેતાને પાછા પાડવા હતા, પણ મેહેતા
તો જશ મેળતા જાય છે, તેથી ઇર્ષાવાન થયો, અને તેને
સાથેના નાગરો ઘેર લઇ ગયા.

ઇર્ષાવાન માણસ કદાપી કાળે ઇર્ષા છોડતો નથી. ઓ
ધવજી તેને શીક્ષા વાળવા માટે નાગ થઇ ડસ્યા, પણ આ
તો ઉલટો વધારે ઇર્ષાવંત થયો. તેની આવી રૂતી જોઇ,

ઓધવ અચંબો પામ્યા, અને નરસીંહરામની રાગ દ્વેશ-માં નિર્વિકાર વૃતી માટે ભગવાન લક્ષ્મીજી સહ બીરાજ્યા હતા ત્યાં જઇ નરસીંહરામને ધન્યવાદ આપ્યો.

**ભગવાન**—લક્ષ્મીજી ! જોઇ મારા ભકતની વૃતી ?

**લક્ષ્મીજી**—જોઇ; પણ તમારા ભકત કદાપી કાળે વૃતી ચળિત નહી થતા હોય ?

**ભગવાન**—કદાપી કાળે નહી.

**લક્ષ્મીજી**—પ્રાણ ઉપર આવે તો પણ ?

**ભગવાન**—પ્રાણ ઉપર આવે તો પણ ?

**લક્ષ્મીજી**—તે તો હું માનતી નથી,

**ભગવાન**—કેમ ?

**લક્ષ્મીજી**—તમારા ભકત પ્રાણ ઉપર આવેથી વૃતી ચળિત ન થાય તે,

**ભગવાન**—તમને ખાત્રી કરી આપું, પછી તો માનશો ને ?

**લક્ષ્મીજી**—શી ખાત્રી ?

**ભગવાસ**—મને કેદારો રાગ પ્રીય છે તે તો તમે જાણો છો. તે રાગ કોઇને ત્યાં ગીરો મુકાવરાવીએ, અને તે રાગ ગાયા શીવાય મારે તેને ગમે તેવી રીતે ભીડ પડે તો પણ તેની પાસે જવું નહી. ને તમારા વીનવ્યા શીવાય તે રાગ છો ડાવવા પણ જવું નહી. પછી તે ગીરો મુકેલો રાગ ગાય છે કે નહી, તે જોશો એટલે તમારી ખાત્રી થશે.

**લક્ષ્મીજી**—પણ કેદારો રાગ ગીરો શી રીતે મુકાવશો ?

**ભગવાન**—તમો બનો બ્રાહ્મણી ને હું બનું બ્રાહ્મણ; અને ચાલો નરસઇ પાસે.

**લક્ષ્મીજી**—શું કરવા ?

**ભગવાન**—યાચના કરવા.

**લક્ષ્મીજી**—શી ?

**ભગવાન**—પુત્રીને કન્યાદાન દેવું છે, માટે સાઠ રૂપીઆ આપો. તે ના કહેવાનો નથી, ને તેની પાસે એક પાઇ પણ નથી, એટલે ગમે તેને ત્યાં માગવા જશે, પણ કોઇ અંગ ઉધાર આપનાર નથી, પણ જુનાગઢની પાસે તલાજા ગામમાં ધરણીધર નામનો ભકત છે, તે પરમારથ જાણી કેદારો રાગ ઘરાણે રાખી રૂપીઆ આપશે. તે લઇ ચાલ્યાં આવીએ.

**લક્ષ્મીજી**—પછી ?

**ભગવાન**—પછી શું, તેને જ્યારે ભીડ પડે, ને મને યાદ કરે ત્યારે તેમારે તેના સખી મંડળમાં જઈ કહેવું કે મેહેતા કેદારો ગાય તો પ્રભુ આવે.

**લક્ષ્મીજી**—પછી ?

**ભગવાન**—મારી ખાત્રી છે કે કદી તેના પ્રાણ ઉપર આવી પડે તો પણ કેદારો રાગ ગાવાનો નથી, એટલે તમારી ખાત્રી થશે.

**લક્ષ્મીજી**—ચાલો.

ભગવાન અને લક્ષ્મીજી બ્રાહ્મણનું રૂપ લઇ નરસીંહ મેહેતા ભજન કરે છે ત્યાં આવ્યાં, અને નરસીંહરામને કહ્યું. ભક્તરાજ, હમારે કન્યાદાન દેવું છે, તેમાં સાઠ રૂપીઆની જરૂર છે, માટે આપો. પરોપકારી મેહેતાએ કહ્યું બેસો હું હાલ લાવી આપું છું, કહી ગામમાં ઉધાર રૂપીઆ લેવા ગયા. ગામમાં જઇ બધે ઉધાર રૂપીઆ માગ્યા,

પણ કોઇએ આપ્યા નહી, તેથી તલાજે ધરણીધર મેહેતા પ્રભુનો ભકત છે તે આપશે, એવો વિચાર કરી મેહેતા તલાજે ગયા.

તલાજે આવી ધરણીધર મહેતા પાસે સાઠ રૂપીઆની માગણી કરી. ધરણીધર મેહેતાએ કહ્યું, એવું શું કામ પડ્યું છે ? નરસીંહરામે કહ્યું, એક બ્રાહ્મણની પુત્રીને કન્યાદાન દેવાનું છે, તેને આપવા છે. ધરણીધર મેહેતાએ કહ્યું, કાંઇ અવેજ બવેજ લાવ્યા છો ? નરસીંહરામે કહ્યું અવેજ તો નથી. ધરણીધર મહેતાએ કહ્યું અવેજ શીવાય હું કોઇને રૂપીઆ આપતો નથી. નરસીંહરામે કહ્યું અવેજ તો નથી, પણ કેદારો રાગ જે મારા ભગવાનને ઘણો પ્રિય છે, તે રાગ તમારે ત્યાં ગીરો મુકું, અને તમને રૂપીઆ આપ્યા શીવાય તે રાગ ગાઇશ નહી.

નરસીંહરામની પરોપકાર બુદ્ધિ જોઇ, ઇશ્વર ઉપર આકીન રાખવાવાળા હરી ભગત ધરણીધરે તેને મનથી ધન્યવાદ આપ્યો, અને વગર અવજે રૂપીઆ આપવા કહ્યું નરસીંહરામે તે માન્યું નહી, ને કેદારો રાગ લખી આપી કાગળ ધરણીધર મેહેતાને સોંપ્યો.

કાગળમાં લખ્યું કે કેદારો રાગ ધરણીધર મેહેતાના રૂપીઆ સાઠ લીધા છે, તે બ્યાજ દોકડા સાથે આપ્યા શીવાય મારે ગાવો નહી. એ પ્રમાણે લખેલો કાગળ ધરણીધર મેહેતાને સોંપી સાઠ રૂપીઆ લઈ જુનાગઢ પોતાના મંદીરમાં આવ્યા, અને બ્રાહ્મણ રૂપ ભગવાન અને લક્ષમીજીને તે રૂપીઆ આપી પગે પડ્યા ભગવાને હાથ ઝાલી ઉઠાડયા, અને પછી તેને આશીશ આપી વીદાય થયા.

રસ્તામાં ભગવાને લક્ષમીજીને કહ્યું, જોયો મારા ભકતનો પ્રેમ ? લક્ષમીજી કહે પ્રેમ તો જોયો છે, ફકત તે.

ની વૃતી અને નેમ જોવાનો છે. ભગવાન કહે તે જોશો ત્યારે ખાત્રી થશે; કહી વૈકુંઠમાં ગયા.

---

## પ્રકરણ ૧૩ મું.

---

ભુંડો ભુંડાનો ભાવ ન તજે, તે કેહેવત અનુસાર સારંગધર સંન્યાશીઓ પાસે ગયો અને કહયું, સન્યાશી મહારાજ ! આજ કાલ નરસઈઆ બગ ભગત આગળ તમારો તો કોઇ ભાવજ પુછતું નથી. એની પાસે શું જાદુ વીધા છે તે કાંઈ કહીજ શકતો નથી. જે જાય છે તેને જાદુમાં આંજી નાંખે છે. કાંઇ બોરનું બેંટ સરખું પણ જાણતો નથી; માટે તમો માંડળીક રાજા પાસે જાઓ, અને નરસઇઆને ત્યાં બોલાવી, શાસ્ત્રના સવાલ પુછી, ભોંઠો પાડો; કારણ કે તેને બોરતું બેટ આવડતું નથી, તેથી તમારા શાસ્ત્રના સવાલના જવાબ આપી શકવાનો નથી. સન્યાશીઓને તે વાત રૂચી, તેથી સારંગધર સાથે દરબારમાં જવાનું કબુલ કર્યું, અને જવા તૈયાર થયા.

માંડળીક રાજા સભા ભરી બેઠો છે, ત્યાં અનંતરાય મેહેતા ફરીયાદ પોકારતા માંડળીક રાજા પાસે આવ્યા. માંડળીકે કહ્યું અનંતરાય મેહેતા છે શું ? અનંતરાય કહે મહારાજ નરસઇઓ જુલમ કરે છે. માંડળીક રાજા કહે શો અનંતરાય મેહેતા કહે મારી બહેરી તેને ભજનમાં પાણી પાવા જતી હતી; તેને મેં ના કહી તો પણ તેણીના ઉપર

તે ભગતડે શું જાદુ કર્યું હતું કે, મને કહે બસ જઈશ, જઈશ ને જઈશ. ત્યારે મેં તેને ઘરમાં ઓરડામાં પુરી બ હારથી તાળુ દઈ હમો નરસીંહરામને ઘેર ગયા, કારણ અ મને એમ ખબર મળી હતી કે નરસઈઓ ભજન વખતે તેની મામી શીવાય, બીજાના હાથનું પાણી પીતોજ નથી; તેથી ત્યાં જોવા ગયા કે આજ કોના હાથનું પાણી પીએ છે. હમો ત્યાં જઈ છુપા રહી તમાશો જોતા હતા, એટલા માં મારી સ્ત્રી ત્યાં આવી અને નરસઈઆને પાણી પાયું. મેં મારા ઓરડામાં પુરી તાળું દીધું હતું, છતાં તેને શા જાદુના જોરે બોલાવી તે સમજાણું નહી. માટે મહારાજ. હવે તો તેણે આબરૂ ઉપર હાથ નાંખવા માંડયો છે.

માંડળીકે કહ્યું આનો કોઈ સાક્ષી છે ? અનંતરાયે ક હ્યું, હા સારંગધરને હું બંને જણ હતા, ને પ્રતક્ષ જોયું. મંડળીકે કહ્યું ઠીક છે, સારંગધરને પુછીને વાત; ત્યાં સા રંગધર સન્યાસીઓ સહ આવ્યો.

માંડળીકે સારંગધરને અનંતરાય મેહેતાએ કહી તે વાત પુછી, ત્યારે સારંગધરે કહ્યું મહારાજ ! આ પ્રમાણે ઘણાં કબાડાં ભજનને બહાને કરે છે. ઘેર સ્ત્રીઓનું સખી મંડળ જમાવે છે, તેમાં તેના પુત્ર શામળીઆની વહુ તથા તેની પુત્રી કુંવર બંને વીધવાઓને અગ્રેસર કરી છે. અને બીજા સાધુ વેરાગીઓ છે, ને સર્વે મંડળની વચમાં પગ- માં ઘુઘરા બાંધી નાચે છે, અને એવા ઢોંગ કરી ભજનને બહાને બહુ અનર્થ કરે છે.

સંન્યાસીઓને જોઇ માંડળીકે પુછ્યું ? વારૂ ! આ મહાત્માઓને શા માટે તેડી લાવ્યા છો ? સારંગધરે કહ્યું તેમને લાવવાનુ પ્રયોજન એટલુંજ કે, નરસઇઆને શાસ્ત્ર

મ એકે અક્ષર આવડતો નથી. ને જુઠા ઢોંગ કરે છે. તે ઢોંગની ખાત્રી કરાવા સારૂ આ મહાત્માઓને અત્રે લાવ્યો છું; તેથી તેને બોલાવી શાસ્ત્રના સવાલ જવાબ કરાવવા, તેથી તમારી સંપુર્ણ ખાત્રી થશે કે, નરસઇઓ ભગત નથી, પણુ જુઠો ઢોંગી છે.

માંડળીક રાજાને અનંતરાયની ફરીયાદીથી અને સારંગધરની સાક્ષીથી, નરસીહમેહેતા ઉપર વહેમ આવ્યો, અને સન્યાસીઓ તથા તેની પરીક્ષા લેવાના હેતુથી નરસીઆને બોલાવા એક સીપાઇને મોકલ્યો.

નરસીંહરામ હરી ભજનમા લાગી રહ્યા છે, ત્યાં માંડળીક રાજાનું તેડું આવ્યું, અને કહ્યુ તમને માંડળીક રાજા હાલને હાલ બોલાવે છે. માંડળીકરાજાના તેડાને માન આપી સાધું મંડળ તથા સખી મંડળને ભજન ચાલુ રાખવાનું કહી જયરાધા કૃષ્ણરાધાના ઉચ્ચાર કરતા નરસીંહરામ માંડળીકની કચેરીમાં આવ્યા.

માંડળીકરાજાએ પુછ્યું, નરસીંહ ! તારા મામા અનંતરાયની મરજી નહી છતાં તારી મામીને પાણી પાવા શા માટે બોલાવ છે ? નરસીંહરામ કહે, હું કાંઇ તેડવા જતો નથી. માંડળીકરાજા કહે પણ તારે એવો નીયમ છેને કે તારી મામી શીવાય ભજનમાં બીજાના હાથનું પાણી નહી પીવું, નરસીંહરામે કહ્યું હા, નીયમ તો છે, પણ ના આવે તો કોઇ તેડવા જતું નથી. માંડળીકે કહ્યું, કાલે તારા મામાએ તેણીને તાળામાં પુર્યા છતાં, તેં કીયા જાદુના જોરથી તેને પાણી પાવા બોલાવી.

નરસીંહરામ કહે હુંતો જાદુ બાદુ કાંઇ જાણતો નથી પણ કાલે તેમણે મારી મામીને તાળામાં પુરી હોય, તો તો મારો નાથ ! મારો ધણી શામળીઓલાલ ! મામી બની

પાણી પાઈ ગયો તેમાં શંશય નથી.

માંડળીકે કહ્યુ તારાં ફેલ અને ઢોંગ ધતુરાં હવે ચાલવાનાં નથી; જો તારી ભકતાઇ સાચી હોય તો આ સંન્યાશી મહારાજ ઉભા છે તે પુછે તે સવાલના જવાબ આપ હું આજ સુધી તને સાચો ભગત સમજતો હતો, પણ હવે તારૂ પોગળ જાણ્યું.

નરસીંહરામ કહે પોગળ બોગળ કાંઇ જાણુતો નથી વારૂ મહાત્માઓ તમારો સવાલ શું છે તે કહો, આપણે તો કાંઇ ભણ્યા ગણ્યા નથી, પણ સવાલ શું છે તે તો જાણી એ સંન્યાશીએ કહ્યું, એમ નાચ્યે કુદે હરી મળતા નથી; ખટ શાસ્ત્ર વેદ વિગેરેનો સાર જાણ્યા સીવાય, નાચવું કુદવું નકામુ છે. જો રામ રામ કહેજ રામ મળતા હોય, તો પોપટ આખો દીવશ રામનું નામ ઉચરે છે તેને જ મળે, ને તેનું જ કામ થાય, પણ ભગતનો ખોટો ડોળ ધરાવનાર મુર્ખા, એમ નામ દીધે કાંઇ વળતુ નથી. હરી શબ્દનો સાર જાણ્યા વગર બધું નકામું છે; પરમેશ્વર શબ્દનો સાર શું છે તે તું જાણે છે ? નરસઇરામ કહે ના. સંન્યાશી કહે તો તું આવો જુઠો ઢોંગ તજી, રામકીઓની સંગત છોડી સંન્યાશી થા. અને પરમેશ્વર શબ્દનો સાર સમજ; આમ ખાલી નાચી કુદી રામકીઓને આંખ મારવી. એવી દાંભીક ભક્તિ છોડ; અને પ્રભુ ભકિતનો સાચો સાર શાસ્ત્ર, પુરાણ, વેદ, આદીનો અભ્યાસ કર. નરસીંહરામ કહે મેંતો બધો સાર ગ્રહણ કર્યો છે; તેમાં સારમાં સાર મારા કૃષ્ણ કૃપાળનું નામ. તે શીવાય બીજો કશો સાર જોતાજ નથી જો જટા વધારે ભગવાન મળતા હોય, તો વડનેજ ભગવાન મળે ? જો દંડ ઝાલે દીનોનાથ મળતા હોય, તો આંધળાનેજ મળે, જો ભસ્મ

ચોળવાથી ભગવાન મળતા, હોય, તો ગધેડુ રખ્યામાં રોજ આળોટે છે, તેનેજ મળે જો દંડવત કરવાથી ભગવાન મળતા હોય, તો ભોરીંગ ( સાપ ) ભોય ઉપરજ પેટ ધસડતો ચાલે છે, તેનેજ મળે. જો વગડામાં રેહેવાથીજ ભગવાન મળતા હોય તો વનચર પશુઓનેજ મળે. જો શીંગી વગાડે ભગવાન મળતા હોય તો એ'રા બહુ શંખ ફુંકે છે તેમનેજ મળે. એવા ખાલી ઢોંગ કરે ભગવાન મળતા નથી, માટે એ વાત જવા દ્યો. નરસીંહનાં આ વાકય સાંભળી સંન્યાસી મંડળ ઉંસ્કેરાયું, અને બધા બધાએ મળી નરસઇને પાછો પાડવાનું ધારી, એક ફુલનો હાર ગુંથી તૈયાર કર્યો. હાર તૈયાર કરી માંડળીકને કહ્યું ક્રષ્ણ દામોદરના મંદીરમાં ક્રષ્ન દામોદરની મુરતીને આ હાર પેહેરાવો, અને તે મંદીરને ચારે તરફથી બંધ કરો. જો તે ભગવાનની ભકતી સાચી કરતો હશે, તો ભગવાન તેને આ હાર પેહેરાવશે; નહીતર બધાં થોથાં. માંડળીકે નરસીંહરાને કહ્યું નરસીંહ ! આ મહાત્માઓ કહે છે તે તારે કબુલ છે ? નરસીંહ કહે હા, મારે કબુલ છે. મારો શામળીઓલાલ પોતાની પત ખોવાનો નથી; આથી માંડળીકે ક્રષ્ણ દામોદરના મંદીરમાં જઇ દામોદરની મુરતીને હાર પેહેરાવી મંદીરને બંધ કર્યું, અને બરાબર ચોકશી કરી. ચોકશી કરી નરસીંહને કહ્યું, જો તારી ભકિત સાચી હશે, તો ભગવાન તને તેજ હાર પેહેરાવશે. નરસીંહ કહે તેજ શામળીઓ મને હાર પહેરાવશે. માંડળીકે કહ્યું સવાર થતાં સુધીમાં એ હાર તને મળવો જોઇએ. સન્યાસી કહે હવે ઠીક સાંકડે આવ્યો છે; ઘણા દીવસ સુધી દંભ ચલાવ્યો, પણ છેવટે પકડાયો. ભગવાન ઘણા ને મળયા, ધ્રુવ, અંબરીષ, પ્રહ્લાદ; વીદુરજી, પણ તે તો બધા વૈરાગ ધા-

રી હતા. તારી પેઠે ઉઘાડો શણગાર ગાતા નહોતા. અને લંપટ પણે હરી મળતા નથી તે નક્કી સમજજે. નરસીંહ કહે તેઓ વૈરાગ ધારી હતા, પણ તમારા જેવા નહોતા. તે તો સર્વે ભુતને સમ દ્રષ્ટીથી જોવા વાળા હતા; અભી માની નોહોતા. જો આમ અભીમાન કરવો હતો, તો ખા લી વૈરાગનો વેશ શા માટે લજાવ્યો; જાઓ પંચવસ્ત્ર પે- હેરો, ને વૈરાગના વેશને લજવવો મુકી દ્યો. સન્યાશીઓને આ પ્રમાણે કહ્યું તેથી માંડળીક ગુસ્સે થયો, અને કહ્યું, જો તારો ભગવાન સવાર સુધીમાં હાર નહી આપે તો તને ગરદન મારીશ. માંડળીકનાં આ આવાં વચન સાંભળી મેહેતાએ સ્તુતી કરવા માંડી.

**નરસીંહરામ —　　　　મરાઠી સાખી.**

> રણ દામોદર આવો દોડી, વેગે હાર પેહેરાવો;
> નટખટ સર્વે મળીને સાથે, કરે મુજ પ્રાણનો દાવો;
> જો વાર થશે, નામ તારાની પત જસે.

---

સન્યાશી કહે એમ કાંઇ હરી હાર આપવા આવવા- નથી, ને હજી કહીએ છીએ કે ખોટી હઠ મુકી દે, ને માં ડળીકરાજાની માફી માગ્ય. જો હઠથી, હિરણ્યકશીપુ રાવ- ણ, દુર્યોધન વીગેરે કેટલાક મહા પુરૂષો કે જેમનાં નામ અમર રહી ગયાં છે, તેમણે પ્રાણ ગુમાવ્યા, તેમ તું ખા- લી મત શા માટે રાખે છે. ગોવીંદની ગત ન્યારી છે; તું આજ સુધી વૈષ્ણવનો ડોળ ધરી લંપટાતામાં લીન બન્યો પણ નક્કી સમજજે કે આજ છુટવાનો નથી. નરસીંહ મે હેતાએ ઇશ્વરની સ્તુતી કરવા માંડી.

**મરાઠી સાખી.**

> સોડ તાણી કેમ સુતો શામળાઆ, રીસ રંકપર લાવી,

જાગીને ઝટ વેહેલા આવો, હાર દીયો પેહેરાવી;
જો રાત જશે, તો નક્કી મુજ ઘાત થશે.
જેમ જાગ્યો દ્રોપદીને કાજે, ગજની વારે ધાયો,
મંજારી બચ્ચાંને બચાવ્યાં, પ્રલ્હાદ સ્થંભે આવ્યો.
કેમ વાર કરે, હાર આપતાં શું પાડ ચઢે.

---

સંન્યાશી કહે મુર્ખા ! નારાયણને નીદ્રા હોયજ નહી પણ તું વિષય રસમાં ડુબ્યો તેથી તારો શામળીઓ સુતા હશે. તે ખોટું નહી. વિષય ત્યાં વિશંભર હોયજ નહી, એવાં વેદ પુરાણનાં વાકયો કાંઇ ખોટાં નથી. પણ તું શ્રૃંગાર શણગાર ભકિત ગાય છે, એટલે તારો હરી સુતોજ જ્યારે તેમાં શક નથી. ( રામાનંદી સાધુ હનુમાનદાસ આવે છે) હનુમાનદાસ કહે કયું રાજા, કયા વિષયકી ચર્ચા હો રહી હે. મેરેકુ હરી નરસઇયેકું હાર પેનાને આતાહે એસી ખબર ભઇ, ઉસકેલીયે મેં દેખનેકુ આયા. માંડળીક કહે હા તેમજ છે. પણ હરી તે હાર કયાંથી પેહેરાવાના હતા.

હનુમાનદાસે નરસઇઆને કહ્યુ, અબે નરસઇ ! લંપટ બનકે કુડી બાત કરતા હે ? ઉસસે કયા હોગા. ખટશાસ્ત્ર ઓર વેદકા વચન શ્રવણ કીયા હે ? દેખ શીવા રામ કોન ધની હે ! જો એક પત્નીવ્રત, ઓર બ્રહ્મચર્ય ગ્રહન કરને વાલા થા, તેરા હરીકીમાફીક ગોપીઓમે ઘુમનેવાળા નહી થા; ઉસકે લીયે સમજ, સમજ, ઓર એહી રામચરનમે ચીત લગા. ખાલી ઢોંગ મત કર.

નરસીંહરામ કહે પ્રિતી વિના નાહક શા માટે બોલે છે. વિશ્વવ્યાપક રઘુવીર તું કયાંથી જાણે ? શ્રીરામ રઘુવીર ઘટઘટમાં વ્યાપી રહ્યો છે, પણ હરીજન શીવાય તે હાથમાં કયાંથી આવે ! અને સાચા પ્રેમ શીવાય ઘટમાંએ

ક્યાંથી આવે ! હરી અને રામ જુદા નથી.

હનુમાનદાસ કહે જો તુમ એસા સમજતા હો, તો રઘુવીરકા સ્મરણ કરો. વિષય લંપટ કૃષ્ણ જો સોળહજાર એકસોને આઠ સ્ત્રીયોકા ભોગી બનકે બેઠાહે ઉસકુ કાયકુ શ્મરતા હે ? તુમ આપ વિષય લંપટ હો, તો તુમેરા જે સાઇ યાદ આવેને ! એક પત્નીવ્રત ધારણ કરનેવાલા મેરા રામ કયાંસે યાદ આવે !

નરસીંહરામ કહે રામ ક્યારે યાદ આવશે, કે જ્યારે મરણ પથારીએ સુઇશ ત્યારે; ત્યાં સુધી તો મારા છોગાળા રાધાવર શીવાય બીજાને નહી ભજુ, નહી ભજુ, તે નહી-જ ભજુ. મારો હરી હાડ જાય તેવો નથી. કાંતો કમાડ-ના ઓઠેજ ઉભો હશે ! જ્યાં વીશ્વાસ છે ત્યાં વીસભંર છે તેની પ્રીતી ખોટી નથી, તેની પ્રીતી મેળવવા તમારા જેવા કરોડો ભગવા વેશધારી ગોથાં ખાધા કરે છે, તમારા જેવા અનાં પોથાં સઘળાં બાંધી મુકો, ને જુવો કે તેજ હરી હા ર આપે છે કે નહી ? સન્યાસી કહે નરસઇઆ આતો રા-જદ્વાર છે, તારૂ મંદીર તથી સમજ્યો ? જો તને ગરદન મારવા તૈયાર થઇ ઉભો છે. નરસીંહ કહે તમેં ખોટા વે-શ ધારીને મારો હરી ક્યાંથી દેખાય ! હુંતો તેને પ્રતક્ષ દેખુ છું, ને તેના આગળ આ રાજાને ત્રણ્ગત લેખું છું. સમજ્યા ?

નરસીંહનું આ વાકય સાંભળી, માંડળીકનો ગુસ્સો હાથ ન રહેવાથી એકદમ તલવાર લઇ નરસઇને મારવા ધ-સ્યો; માંડળીકને નરસઇઆ ઉપર ધસતો જોઇ માંડળીક રાજાની માતા એકદમ દોડીને માંડળીક પાશે આવી, ને

તેનો હાથ પકડ્યો અને કહ્યું, હે પુત્ર અભીમાન દુરકર અને આ પરમ વૈષ્ણુવ જનને મારવા જતા તને જરી વીચાર નથી ! પ્રભુના પરચા તને યાદ નથી, શામળશાનો વીવ્હા તને યાદ છે ? તેમના બાપનું શ્રાદ્ધ કોણે કર્યુ હતું તું જાણે છે ? આવા પરચા જગ જાહેર છે, છતાં તું અંધ કેમ બન્યો છું માંડળીક કહે માતાજી, પણ આજ સુધી હું અજાણુ હતો, પણ હવે તો પુરો જાણુ બન્યો છું. તમો પણ અજાણુજ છો. તે ઢોંગી ઢોંગ કરી બધુ નગ્ર ભ્રષ્ટ કરે છે. રાજ માતા કહે તને દુષ્ટનો પાસ લાગ્યો છે, ને નક્કી સમજજે કે વૈષ્ણુવને દુભે છે, તો તારૂ સારૂ નહીજ થાય; માટે તે ભગતના ચરણુ કમળમાં પડી તેમની માફી માગ્ય ? જો ભગત દુભાશે તો પૃથ્વી પ્રલેકાર થશે, સમજ્યો ? માટે નરસઇરામના ચરણુમાં પડી તેમની માફી માગ્ય. વળી વધારે ખાત્રી કરવી હોય તો આપણા ગામમાં શ્રીધર પંડીત છે તેમને બોલાવીને પુછી જો ?

માંડળીકે તરત શ્રીધર પંડીતને તેડાવ્યા, અને પુછ્યું નરસીંહ ઢોંગી છે, એમ આજની સભામાં અનુમાન થાય થાય છે, તેથી તમારી પાસેથી તેની ખાત્રી લેવાની છે; તમે સત્ય હોય તે કહો કે તે કેવો છે ? શ્રીધરે કહ્યું. નરસઇરામને ઢોંગી કહેનાર સઘળા ઢોંગી છે. માંડળીકે કહ્યું. કારણ શ્રીધર પંડીત કહે મને બાળપણુમાં બ્રહ્મહત્યા અણુચીંતી ચોટી હતી, તે ટાળવા કાશી જઇ ભણ્યો, પણ બ્રહ્મહત્યા ઉતરી નહી. અઢારે પુરાણુ શીખ્યો, તો પણ તે હત્યા ગઇ નહી. અષ્ટાંગ યોગે કરી હરીને આરાધ્યા, તો એ તે ગઈ નહી. એકવીસ મહારૂદ્ર કર્યા, ચોવીસ અતીરૂદ્ર કર્યા, તોએ તે હત્યા ઉતરી નહી. અષ્ટદાન આપ્યાં,

ચોદમ વીધા પાડે કરી, દેહનું દન કર્યું, તોપણ તે હત્યા ગઇ નહીં. તેથી તે હત્યાના પાપથી પરજળતો પરજળતો હું જુનાગઢમાં આવ્યો, ને અડધી રાત્રે મેહેતાના મંદીરમાં ગયો, અને તેમને મનસા વાચાએ પ્રણામ કર્યા; અને નરસહઇરામની ભક્તિ શ્રવણ કરી. નરસીંહરામે મને વૈષ્ણવ કહી ધન્યવાદ આપ્યો, ત્યાંથી તે સંતાપ મટયો, અને બ્રહ્મહત્યા ગઈ, એવો તે પ્રતાપી છે.

શ્રીધર પંડીતની વાણી સાંભળી માંડળીકનું મન પીગળ્યું અને તેણે કહ્યું હવે સર્વે મહંતો વાદ વિવાદ તજી ઘો. માંડળીકનાં આવાં વચન સાંભળી સંન્યાસીઓએ કહ્યું હે રાજા! વીચાર કરો રાત હવે થોડી બાકી છે, છતાં તેને હરીએ હાર આપ્યો નહી, ને જો તું વૈષ્ણવ કહેવાતાનો બ્હાર કરીશ, તો ધર્મ માત્ર ધોવાઈ જશે. અમને અઢારે પુરાણ આવડે છે, ચારે વેદ જાણીએ છીએ, અડસઠે તીરથ ફરી વળ્યા, પણ કયાંઇ સાક્ષાત હરી દીઠા નહી, ને જો નું કરેલ વિચાર ફેરવી લોકના કહેવા ઉપર વિશ્વાસ રાખી ટેક તજીસ, તો હમારી લજ્જા જશે; માટે વિચાર કર! જો નરસઇયાને દામોદરરાય હાર આપે; તો હમો પણ હમારો ટેક તજી તેના દાસ થઇ રહીશું; કારણ અમને તો ખાત્રી છે કે તે બધું ગપે ગપ છે.

સંન્યાસીઓનાં આવાં વચન સાંભળી માંડળીકનો વિચાર પલટાયો, અને નરસીંહને કહે નરસીંહ! હવે રાત થોડી બાકી છે. તને પાખંડીને હવે ઓળખ્યો, આખીરાત વહી ગઇ પણ તારો હરી તને હાર આપવા નવરો ના થયો કેમ? શેનો થાય! તારા જેવા લંપટ, અને લબાડને હાર શેનો પહેરાવે. તેં તારી લંપટતાથી બધું ગામ ગાંડુ

કર્યું. હવે અહીંથી જીવતો જવાનો નથી, તે ખાત્રી સમજજે. તને અને તારા સખી મંડળઝ બધું બતાવીશ, કે આમ વિષય લંપટ થવાય છે. કહી સખી મંડળને તેડવા મોકલ્યું, અને તેને કેદ કર્યો.

સખી મંડળી સ્તુંતિ કરેસ્છે, ત્યાં ભગવાને આવ્યા, અને તેમને દર્શન દીધાં સખી મંડળી ભગવાનને પ્રણામ કર્યા અને નરસીંહરામ ઉપર આવેલું દવાદળ દુર કરવા વીનવણી કરી ભગવ્રાને કહ્યું, નરસીંહને કહો કે કેદારો ગાયા શીવાશ મારાથી અવાશે નહીં, કહી અંતરધ્યાન થયા.

ભગવાન અંતરધ્યાન થયા, ત્યાં રાજાનો હીપાઇ સર્વેને બોલવા આવ્યો, તેની સાથે સખીમંડળ સર્વે દરબાર તરફ ગયું.

નરસીંહરામને કેદ કર્યો ત્યાં સુધી ભગવ્રાંન આવ્યા નહી તેથી તે ભગવાન ઉપર ખુબ ઉકળ્યા, એને તેણે ભગવાનને મેહેણા દેવા માંડયાં

**ગાયન.**

( મુંઝાણી મધ્ય દરીયે ઘેરાણી. ) એ રાહ.

શાંનો ભકતવત્સલ ભુદરજી, ભકતને દીધો તજીરે
માગુ હાર પોકારી રરજી, નથી ફુરસદ હજીરે
મહી માંખણ ચોરી કરી, ગોપીજન અવાસ
કેહેવાણો બે બાપનો કેમ આવો વિસ્વાસ.
ભકતવત્સતા મુકી પરી, લાજ નહી લેય ધરી.
વચનને આપીને શીદને ફર્યજી...ભકતને.
નકકી નાક તારૂં જશે, દુરીજન રશે આળ;
જાશે પત હસી થશે, થાતાં મારો કાળ;—ભકતને

ઉપર પ્રમાણે ભગવાનને અનેક પ્રકારનાં મેહેતાં દીધાં,

ત્યાં સર્વો સખીમંડટ આવ્યું અને નરસીહરામને કહ્યું, ભકતરાજ પ્રભુએ પધારી અમને દર્શન આપ્યાં, અને કહ્યુ કે નરસીંહ કેદારો કેદારો ગાયને હું આવું, તે શીવાય મારાથી અવાશે નહીં નરસીંહે કહ્યુ કેદારો રાગતો મેં ધરણીધર મેહેતાને ત્યાં ગીરો મુકયો છે, તેથી જીવ ત જતાં માહ્રાથી તે ગવાશે નહીં, તેને આવવું હોયતો તે આવે, ને ના આવે તો તેની મરજી, માંડળીક મને મારશે, તો લાજ આબરૂ તેની જશે. પણ પ્રાણ ગએ કેદારો ગાવાનો નથી તે નથીજ.

નરસીંહ મેહેતાની આવી ટેક ભકિત સાભળી, લક્ષ્મીજીએ કહ્યું પ્રાણ પ્રભુ તમે કહેતા હતા તે બરાબર છે, તે તો કહે છે કે લાજ જશે તો તેની જશે, ધન્ય છે સત્ય નીષ્ટાવાળા :ભકતરાજ નરસીંરરામ ! પ્રાણ પ્રભુ કેદારો રાગ જઇને છોડવી લાવો ને તેને આપો.

લક્ષ્મીજીનું વચન સાંભળી રાતના ચાર વાગવાનો સમય છે, તે અરસામાં નરસીહનું રૂપ લઇ ભગવાન ધરણીધર મેહેતાને ત્યાં આવ્યાં અને કમાડ ઠોકયાં, ધરણીધર મેહેતાની સ્ત્રી જે આંધળા હતા તેમણે પુછયું, એ કોણ હશે, ? ભગવાન કહે હું નરસીંહ. ધરણીધર મહેતાની સ્રીએ કમાડ ઉઘાડયુ અને ભગવાનને અંદર લીધા ધરણીધર મેહેતાએ કહ્યુ ભકતરીજ, કેમ પધાર્યા ? ભગવાન કહે તમારા રૂપીયા લ્યો, ને મારો કેદારો આપો. મેહેતાએ રૂપીયા લઇ તેમનું કાગળીઉં પાછું આપ્યું તે લઇ ભગવાન ઉતાવળથી જવા જાય છે ત્યાં ધરણીધર મેહેતાની સ્ત્રી તેમની અડફટમાં આવી, અડફટમાં આવતં ધરણીધર મેહેતાની સ્ત્રી જે અંધ હતી, તેની આંખોના પડળ ખુલી ગયાં; અને દેખતી થઈ.

ધરણીધર મેહેતાની સ્ત્રીએ પોતાના પતીને કહ્યું સ્વા નાથ ! હું મેહેતાની અડફેટમાં આવીને તેમનાં પવિત્ર શરીરનો સ્પર્શ થવાથી, મારાં આંખોનાં પડળ ખુલી ગયાં ને હું દેખતી થઇ. આથી મેહેતાને નરસીંહરામ ઉપર દ્રઢ વિશ્વાસ ચોટયો; અને એકદમ જુનાગઢ જવા તૈયાર થયા, તે વાહાણામાં જુનાગઢમાં આવ્યાં.

ભગવાને કેદારા રાગનું કાગળીઉં મેહેતાજી કે જે દ્રઢ નિશ્ચય કરી બેઠાં છે, તેમની પાસે નાંખ્યું કાગળીઉં જોઇ મેહેતા મનમાં રાજી થયા અને કહ્યુ મારો ગોળીઓ ગમાણેથી છુટયો !

માંડળીક રાજા સવાર થવાની તૈયારી જોઇ એકદમ નરસીંહરામ ઉપર ધસ્યો, અને કહ્યું પોગળીયા ! જો તારૂ પોગળ વેરાઇ ગયું; જો વાહાણું વાયું ? નરસીંહરામ કહે ના થોડી વાર છે. મારો પ્રભુ પધારી ચુકયો છે. માંડળીક કહે કયાં છે ? નરસીંહ કહે તારી પાપી નજરમાં મારો વહાલો નહી આવે. જો હાલ આવે છે, ને માળ પેહેરાવે છે. કહી કેદારો રાગ ગાવો શરૂ કર્યો.

**નરસીંહરામ—** કેદારે.

આવ્યો આવ્યો મારો નગીનો નટવર, ઉજેશ એશ અહી દેખુ અપાર.

લાવ્યો લાવ્યો તે રેહેમ હુ ઉપર, આવ્યો દોડીને દેવા મુજને હાર; આવ્યો૦

દુંદભીનાદ ગગડે નભમાંહી, નાદ સુણી મન હરખુ અપાર, સો તજી રાણી રાધાની આવ્યો પત નીજ રાખી કીધી; મુજ વ્હાર આવ્યો.

જય ભુદરજી સુણીમુજ અરજી, નામ તારાનો તેં રાખ્યો ભાર
કહે નરસઈઓ વાહાલો એ મારો, આવ્યો સુણીને મુજ
પોકાર આવ્યો.

નરસીંહરામે કેદારો ગાયો કે તરત ભગવાન પ્રગટ થ-
યા, અને કેદખાનામાં તેજનો આભાસ થયો, નરસીંહ કહે
વહાલો પધાર્યો. ત્યાં ભગવાને આવી નરસીંહરામને ફુલનો
હાર પેહેરાવ્યો માંડળીકરાજાની મા તે વખતે હાજર હતાં
તેમને પણ દર્શન થયાં; રાજમાતાએ કહ્યું જો ભગવાનનાં
દર્શન થયાં ! માંડળીક કહે ના હું તો તેને કાળ રૂપ દેખુ
છું. રાજમાતાએ કહ્યું તે તારી કરણીનું ફળ; જા નરસીંહ
રામના ચરણમાં પડી માફી માગ્ય; માંડળીક નરસીંહરામના
ચરણમાં પડયો, અને દર્શન માટે વીનવણી કરી, પણ
ભગવાને તેને દર્શન આપ્યાં નહી, સન્યાશીઓ તથા હનુ-
માન દાસ પણ સ્તબ્ધજ બની ગયા; અને તે સર્વે નર-
સીંહરામના ચરણમાં પડયા, અને તેમણે ઘણો ધન્યવાદ
આપ્યો અને પોતાની માયાવી વૃતીને તન મનથી ધીક્કા-
રી, વૈષ્ણવ ધર્મ શ્રેષ્ટ ગણ્યો નરસીંહરામે તેમને રામ
અને કૃષ્ણ જુદા નથી તેમ સરળ રીતથી સમજાવ્યું અને
ભગવાને રામ ભક્તને રામ રૂપે માંડળીક શીવાય સર્વેને
દર્શન આપ્યાં નગરનું લોક સઉ મેહેતાને ધન્યવાદ આ-
પવા લાગ્યુ. અને સરવે જણ મેહેતાના ચરણમાં પડી
તેમની સ્તુતી કરવા લાગ્યું. ધરણીધર મેહેતા આવી નર-
સીંહના ચરણમાં પડયા, અને તેમને કહ્યું ધન્ય છે નર-
સીંહરામ તમને ! કે રાતના તમે મારે ત્યાં રૂપીઆ આપવા
આવ્યા, ત્યારે તમારા પવિત્રના સ્પર્શથી મારી સ્ત્રી દેખતી
થઇ. નરસિંહરામે કહ્યું. હું તો આવ્યો નથી, પણ મારો
પ્રભુ આવ્યો હશે, મારો શામળીઓલાલ આવ્યો હશે; મને

તો માંડળીક રાજાએ કાલ્ર સાંજનો કેદ કર્યો છે. આથી ધરણીધર આશ્ચર્ય પામ્યો, અને પ્રભુને નહિ ઓળખ્યા તેથી હોંથ ઘસવા માંડયા, અને તે સાંભળી સરવે સભા વિસ્મય થઇ. માંડળીકરાજા કે જે પરમ વૈષ્ણવને હેરાન કરવાથી આખા નગ્રમાં ભોંઠા પડગો હતો તે આ પરચો સાંભળી અચંબો પામ્યો અને તરતજ નરસઇ મેહેતાના ચરણમાં પડી તેમની પાસે માફી માગી: વૈષ્ણવ ધર્મ અંગીકાર કરી, તનમનથી ભગવાનનું સ્મરણ કરવા લાગ્યો.

વહાલા વાંચકવૃંદ, નરસીંહમેહેતાનું નોવેલ પ્રભુ કૃપા એ સમાપ્ત થયું, ને મારો શ્રમ તે શામળીઆએ સફળ કર્યો; તેજ પ્રમાણે તમારો વાંચવાનો શ્રમ સફળ કરી, તમને ભક્તિ માર્ગ દોરી. કુમતી કાપી, સુમતી આપે, એવી મોરી તે પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે;

કર્તા— ઈશ્વર સ્તુતિ.

( દુખની વીજળી એ કુમાળી ) એ રાહ

સત્ય શરણુ એક તાહારૂં પ્રભુ પ્યારા

રહો પાપ કર્મ થકી ન્યારા, સત્ય સાહાયક શામ; સત્ય;
ચરીત્ર લખવા ભકતનું મતી દીધી.
થયું પુર્ણ પ્રભુ સાહય કીધી, કર્યો સફળ અવતાર; સત્ય
નામ લેતાં તારૂં કદી દુખ નાવે,
ભવા ભવના પાતીક જાવે, થાય ભવ ઉદ્ધાર; સત્ય
નરસઈના સ્વામી વીનવું તને પ્રિતે,
આપો ભક્તિ રૂડુ એક ચીતે, તજવા ભવ ભય ભાર સત્ય
શુભ મતી મારી કરો પ્રભુ પ્યારા,
કુવીચાર રહે સઉ ન્યારા, જેઠા તુમ ગુણ ગાય; સત્ય;

**સમાપ્ત.**

ચિતાર આબેહુબ દર્શાવેલો હોઇ ગાયનો અને ભાષણોથી ભરપુર રસમય પુસ્તક છે.

**સતી લીલાવતી...**આ પુસ્તકમાં લીલાવતી, અંજના સતી અને પ્રદ્યુમન કુમાર એ બે આખ્યાનો દ્રષ્ટાંત રૂપમાં આપેલાં છે. પુસ્તક પાકું બાઇન્ડીંગ ગ્લેજ કાગળ ૩૬૦ પૃષ્ટનું છે. બાઈન્ડીંગ પાકુ છીંટનું ગીલ્ટીંગ છે પુસ્તક ગદ્ય અને પદ્યમાં લખાએલું હોવાથી ફરી ફરીને વાંચવાની જીજ્ઞાસા થાય છે. એક વખત વાંચવાથી મનને ત્રપ્તી થતી નથી. મુલ્ય દોઢ રૂપીઆ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| કબીરલીલામૃત હીંદી | ... | ... | ૧ | ૦ | ૦ |
| કબીરદાસ નોવેલ ગુજરાતી | | ... | ૧ | ૦ | ૦ |
| કૃષ્ણુલાલનાં કાવતરાં | ... | ... | ૨ | ૦ | ૦ |

**ભોજકુમાર...**પરમાર કુળદીપક ભોજકુમાર જગ જાહેર છે. ભોજકુમાર તેના કાકા મુંજના કાવતરામાંથી કેવી રીતે બચ્યો અને છેવટે કેવી રીતે વિજય થયો તે તથા તેનું બુરૂં કરનાર મુંજની શી દશા થઇ તે ચીતાર આબેહુબ આપેલો છે. ગદ્ય અને પદ્યમાં લખાએલું હોઈ વાંચનારને જ્ઞાન સાથે ગમ્મત મળે છે. મુલ્ય બાર આના.

**જહરિસાંપ...**ઉરદુ જબાનમાં પારસી કંપનીમાં ભજવાતો ખેલ આબેહુબ છે. જબાનની મીઠાશને લઇને વાંચનારને પુર્ણ ગમ્મત મળે છે. જહરીસાંપનો ખેલ મું-બાઇની પ્રજામાં થાનવંતો ને થાનીતો હોવાથી વીશેષ વી-વેચન કરવા જરૂર નથી. મુલ્ય આઠ આના.

**નરસિંહ મહેતો...**જુનાગઢવાશી નાગર ઈશ્વરનો

પરમ ભક્ત નરસિંહ મહેતો જગત્ર મશહુર છે. આ પુસ્તકમાં ભક્તિરસ પુર્ણ હોવાથી હજારો નકલો ખપી છે અને ખપે છે. આ પુસ્તકની પાંચમી આવૃતી સુધારા વધારા સાથે તથા સુંદર ચીત્રો સાથે બહાર પડશે. મુલ્ય એક રૂપીઓ.

**મીરાંબાઇ**...મીરાંબાઈ ગીરધરલાલજીનાં પરમ ભક્ત સાક્ષાત લક્ષ્મીજીનો અવતાર જગમશહુર છે. મીરાંબાઇની પ્રેમલક્ષણા ભક્તિ ન્યારી છે. આ પુસ્તક પ્રથમ નરસિંહ મહેતો નોવેલના કર્તાએ પોતાની કસાએલી કલમથી લખી છપાવીને બહાર પાડ્યું, જે લોકપ્રિય થવાથી અને હજારો નકલો ખપવાથી બીજાઓએ લખાણના ગોટા વાળી નામ મીરાંબાઇ આપી બહાર પાડયું, જેથી બહાર ગામના ગ્રાહકો બીચારા છેતરાય છે. તો જો અસલ પુસ્તક વાંચવું હોય તો જે જગોએથી પુસ્તક મંગાવો ત્યાં ચોખ્ખુ લખવું કે દલાલ જેઠાલાલ વાડીલાલના ફોટાવાળું પુસ્તક મોકલવું જેથી ભળતુ પુસ્તક મોકલી આપે નહિ. હમારા પુસ્તક ઉપર ખાસ હમારો ફોટો મુકેલો છે. મુલ્ય બાર આના.

**રતીરમણ યાને જાદુઇ પ્રેમ**—આ પુસ્તક વિદ્વાન વર્ગમાં પસાર થએલું છે. અને ઘણા સારા મત મળ્યા છે. પૂસ્તક ખાસ વાંચવા જેવું છે. એક વખત વાંચવાથી ખાત્રી થશે. મુલ્ય બાર આના.

**મહીલા મર્યાદા**...આ પુસ્તકમાં સાત આખ્યાનો. વૃંદા, રૂક્ષ્મણી, દક્ષયજ્ઞ, શિતા સ્વયંવર, સતી દમયંતી, સતી સુકન્યા, સતી ઉષા યાને અણીરૂદ્ધ હરણ એ પ્રમાણેના સાત આખ્યાનો સતીઓના આવેલાં હોઇ જ્ઞાન અને ભક્તિ રસથી ભરપુર પૂસ્તક છે. મુલ્ય ફકત એક રૂપીઓ.

## નોવેલો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વીજ્યાવીજય | ... | ... | ૧ | ૦ | ૦ |
| લીલાદેવી ... | ... | ... | ૦ | ૧૨ | ૦ |
| લીલાવતી સંગીત | ... | ... | ૦ | ૪ | ૦ |
| ગંભીર કુમાર | ... | ... | ૦ | ૨ | ૦ |

**વીનયચંદ્ર**—નવીન નોવેલ. નીતીથી પડતાં દુખો અને છેવટ વીજયતાનો આબેહુબ ચિતાર. મુલ્ય ૦ ૧૨ ૦

**રમાદેવી**—સત્ય પ્રેમનો આબેહુબ ચિતાર ૦ ૮ ૦

એ શીવાય બીજાં દરેક જાતનાં પુસ્તકો મળશે.

બહાર ગામના ઓર્ડરો ઉપર પૂરતું ધ્યાન આપવામાં આવશે. બહાર ગામનાં ગ્રાહકોને વી. પી. ખર્ચ જુદુ પડશે.

મળવાનું ઠેકાણું

# બુકસેલર દલાલ જેઠાલાલ વાડીલાલ

ઠે. સારંગપુર તળીઆની પોળ—**અમદાવાદ.**